# A LITERAL TRANSLATION

OF

# HE NEW ROYAL READERS, NO. III.

(complete.)

**From pp. Fifty to the end.**

——:o ——

## ન્યુ રોયલ રીડર્સ નં. ૩ જાનો તરજુમો.

( કમ્પલિટ )

પેજ પચાસ થી તે છેક છેડ સુધીનો બોલે બોલ ગુજરાતી તરજુમા

(Registered under Act XXV of 1867.)

Bombay No. 2.

PUBLISHED & SOLD BY

**NANABHAI BEJANJI KARANI.**

BOOK SELLER, PUBLISHER, &C, 33, DHOBI TALAO

Price 8 annas.

નાનાભાઈ બેજનજી કરાણી

પુસ્તકો વેચનાર તથા પ્રગટ કરનાર નં૦ ૩૩, ધોબી તળાવ, મુંબઈ

કીમત આઠ આના



PRINTED BY V. G JOSHI AT THE G K PRESS CO,
GIRGAUM, BOMBAY

# A Literal Translation of The New Royal Readers, No III From pp. 51 to the end.

## The Gate Without A Latch.—અડગરા વગરનો દરવાજો

૧ એક ખેડુત હતો, જેનો એક નાનો દરવાજો હતો, જે ઉઘાડીને તેના ચોકમાથી એક ખેતરમા જવાતુ હતુ આ નાના દરવાજાને અડગરો ન હતો, અને તેટલા માટે બધ થઇ શકતો ન હતો (૨) જ્યારે તે દરવાજામાથી પસાર થતો હતો, ત્યારે તે પોતાની પાછળ બધ કરવાને ઘણો સાવચેત રહેતો હતો, પણ બીજા લોકો હમેશા એટલા સાવચેત ન હતાં પોતાની સઘળી સભાળ છતા પણ, તે (દરવાજો) બધ કર્યા પછી પવનથી તે પાછો વારવાર ઉઘડી જતો હતો (૩) તેનુ પરીણામ એ આવ્યુ કે તે દરવાજો ઘણુ કરીને પવનમા આમતેમ હાલતો હતો, અથવા તો તદ્દન ઉઘાડો રહેતો હતો. (૪) આ રીતે મરઘા બટકા હમેશા બહાર નીકળી જતા હતા, અને મેઢા અને ઘેટા હમેશા અદર દાખલ થતા હતા પીલાની પછવાડે દોડવામા, અને તેઓને પાછા વાડામા હાકવામા, અને મેઢા અને ઘેટાને પાછા ખેતરમા મોકલવામા છોકરાઓનો અરધો અરધ વખત નાકળી જતો હતો- (૫) ખેડુતની બાયડી તેને હમેશા કહેતી હતી, કે તેણે અડગરો મેળવવો જોઇએ, પણ તે કહેતો હતો કે તેની કિમત છ પેન્સ બેસશે, અને તેટલુ ખરચવા જોગ નથી તે કહેતો હતો કે છોકરાઓ કાઇ ન કરે, તેના કરતા વાડાની અદર અને બહાર મેઢાને અને મરઘા બટકાને હાકે તો સારૂ તેથી તે દરવાજો અડગરા વગર રહ્યો. (૬) એક દહાડો એક માતેલુ ડુક્કર તેના વાડામાથી બહાર નીકળ્યુ, અને હડસેલો મારી દરવાજો ઉઘાડીને ખેતરમા દોડ્યુ, અને ત્યાથી એક ઘીચ જગલમા રખડ્યુ તે ડુક્કર તરતજ ગુમાઇ ગયુ અને તેની પાછળ ધરપકડ અને ધુમરાણ થઇ રહ્યુ. (૭) તે ખેડુત તબેલામા એક ઘોડો બાધવાના કામમા હતો, પણ ડુક્કરની પાછળ દોડવામા તેણે તે કામ પડતુ મુકયું તેની બાયડી રાધ-ણીમા કપડા અસતરી કરતી હતી, અને તેણીએ પોતાના ધણીની પુઠે જવાને પોતાનુ કામ છોડી દીધુ (૮) તેની દીકરી ચુલાઉપર સેરવો હલાવતી હતી, અને પોતાની માયની પાછળ દોડવાને તેણીએ તે સેરવો મૂકી દીધો તે ખેડુતના દીકરાઓ અને તેનો ચાકર તે ડુક્કરની પુઠે દોડવામા સામેલ થયા, અને તેઓ સઘળા માટીડા અને બઇરા ભેલમભેલ જગલમા ગયા (૯) પણ તે ચાકરની, સારી ઝડપના કરતા વધારે ઉતાવળ કરવા જતા, એક વાડ ઉપરથી કુદકો મારવા જતા, ઘુટી લચકાઇ ગઈ તે ખેડુત અને તેના દીકરાઓને, તે ચાકરને પાછો ઘર લાવવાને માટે, તે ડુક્કરની પૂઠ દોડવાનુ છોડી દેવાની ફરજ પડી. તે ભલી બાયડી અને તેણીની દીકરી, તે બીચારો ચાકર જે ઇજા પામ્યો હતો, તેને મદદ કરવાને, વળી પાછા ફર્યા. (૧૦) જ્યારે તેઓ ઘર પાછા આવ્યા, ત્યારે તેઓને માલમ પડયું કે સેરવો ઉભાઈ ગયો હતો-ખાણુ બગડી ગયુ હતુ, અને બે પહેરણ કે જે સવડીની નજદીક લટકતા હતા, તે દાઝી ગયા, અને તદ્દન નાશ પામ્યા હતા (૧૧) રાધણી છોડવા આગમજ ચુલા ઉપરથી પહેરણ અને સેરવો નહિ લઇ લેવા જેટલા બેદરકાર થવા માટે તે ખેડુતે પોતાની બાયડી અને પોતાની દીકરીને ઠપકો આપ્યો, (૧૨) ત્યારપછી તે તબેલા આગળ ગયો, જ્યા તેને માલમ પડયુ કે જે ઘોડાને તેણે છુટો મૂકયો હતો, તેણે એક સુદર વછેરાને લાત મારી હતી, અને તેનો એક પગ ભાગી નાખ્યો હતો, તે ચાકરના ઘુટીને ઇજા થવાથી એક પખવાડીયા સુધી તેને ઘરમા રાખવામા આવ્યો. (૧૩) આ પ્રમાણે તે ખેડુતના ચાકરને ઇજા થવા ઉપરાત, તે ખેડુતે પોતાના ચાકર તરફથી બે અઠવાડીયાનુ

કામ, એક સુદર વછેરો, એક માતેલુ ડુકકર, અને તેના બે સૌથી સરસ પહેરણ ખોયા—તેનુ ખાણુ ગયુ તેની તો કાઇ વાતજ નહિ—એ સઘળુ એક છ પેનીનો અડગરો ન હોવાને લીધે થયુ ' (૧૪) આ રીતે બે સારી જુની કહેવતો ખરી પડી —એક ખીલો ન હોવાને લીધે, પૈડુ નીકળી આવે છે, સલામત બાધો, સલામત મળશે

## THE SAINT BERNARD DOG.—સેન્ટ બરનાર્ડ કુતરો.

૧ સેન્ટ બરનાર્ડ કુતરો મોટા માથા સાથનો, લાબા વાળ સાથનો, અને ગુચ્છાદાર પુછડી સાથનો ઘણા મોટો અને જોરાવર છે તે ઉમદા દેખાવનો કુતરો છે, અને જેવો તે દેખાય છે, તેવોજ તે ઉમદા અને ચતુર છે (૨) તેનુ રહેઠાણ આલ્પ્ઝ પર્વતો ઉપર છે—જે સ્વીટઝરલાડમા ઘણા ઉચા પહાડો છે ત્યા કેટલાક ઘણા ઉડા અને સાકડા રસ્તા છે, જેને "પાસીઝ" કહે છે, જયાથી થઇને આ પહાડ ઉપરથી ઇટલીમા જવાય છે (૩) ઉનાળામા પણ આ પહાડો ઉપર બરફના તોફાન થાય છે, પણ લાબા શિયાળાની રૂતુમા તેઓ અતીશય જોરામા થાય છે, અને તે વખતે તે પહાડ ઉપરના રસ્તા ઘણા વારતી ભરેલા હોય છે આ તોફાનો કોઇ કોઇ વખતે ઘણા એકાએક—વારવાર એક પ્રકાશતી અને ખુશનુમા સહવાર પછી થઇ આવે છે બરફ એટલુ તો મોટા જથ્થામા પડે છે, કે થોડાક કલાકમા મુસાફર તે વસડાઇ આવેલા બરફની હેઠળ દટાઇ જાય છે (૪) શિયાળાની રૂતુમા આ પહાડ ઓળગવાની કોશેશ કરવામા સેકડો માણસોએ પોતાનો જીવ ખોયો છે પણ સેન્ટ બરનાર્ડ કુતરાની ચતુરાઇ અને માયાથી ઘણા જીવ બચ્યા છે (૫) આ કુતરાઓનુ નામ સેન્ટ બરનાર્ડનુ મઠ, જયા તેઓને રાખવામા આવે છે, તેના નામ ઉપરથી, પડેલુ છે આ મકાન મોટા સેન્ટ બરનાર્ડનો પહાડી રસ્તો કે જે આલ્પ્ઝના પહાડી રસ્તાઓમાના એક ઘણોજ ધારતી ભરેલો પહાડી રસ્તો છે, ત્યા ઘણે દૂર આવેલુ છે (૬) અહિયા ચુસ્ત સાધુઓ મુસાફરોને મદદ કરવાને માટે આખુ વર્ષ રહે છે, અને પોતાના કુતરાઓની મદદથી તેઓએ ઘણા જાન બચાવ્યા છે (૭) તે કુતરાઓને ભુલા પડેલા મુસાફરોને શોધી કાઢવામાટે કેળવેલા હોય છે, અને દરરોજ શિયાળામા તેઓને ઘણુ કરીને બબ્બેની જોડમા બહાર મોકળવામા આવે છે એકની ગરદન સાથે ખોરાકની ટોપલી અને વાઇન અથવા બ્રાડીનુ નાનુ પીપ પટાથી બાધેલુ હોય છે, અને બીજાની પીઠ ઉપર એક ઝબ્બો પટાથી બાધેલો હોય છે. આ પ્રમાણે કોઇબી બીચારો બેભાન થતો માણસ, જે તેઓને મળી આવે, તેને એકદમ ખોરાક અને કપડા પૂરા પાડવામા આવે (૮) જો તે માણસ ચાલી શકે તો તેઓ મદદને માટે, અને તેઓ પાછા આવે છે, તે સાધુઓને જણાવવા, આખે રસ્તે મોટેથી ભસતા તેને મઠ તરફ લઈ જાય છે જો તે માણસ એટલો તો બેભાન અને ઠડીથી હુઠવાઈ ગયલો હોય કે તે ચાલી શકે નહિ, તો તેઓ તે સાધુઓને લઇ આવવા, અને જે જગાએ તે પડેલો હોય છે, તે જગાએ તેઓને દોરવી લઇ જવાને પાછા જાય છે (૯) કોઇ કોઇ વખતે મુસાફર બરફમા ઉડો દટાઇ જાય છે જો સાધુઓ એકલા હોય તો તેઓ તેને કદી શોધી કાઢી શકે નહિ, પણ તે કુતરાઓ પોતાની તીક્ષણ સુઘવાની શકિતથી તેને શોધી કાઢે છે, અને તેઓ પોતાના પગ વડે બરફ ખણી કાઢે છે (૧૦) આ રીતે એક કુતરાએ બેતાળીસ જેટલા જીવ બચાવ્યા છે ' તેનુ નામ બૅરે હતુ, અને જેટલો તે બહાદુર હતો, તેટલોજ તે ચતુર હતો એક વખત એક બાયડી, જે પોતાના નાના દીકરા સાથ પહાડ ઉપર જતી હતી, તે એક બરફના સરી આવતા ઢગથી ઘસડાઇ ગઇ બૅરીએ તે નાના છોકરાને ઇજા વગરના, પણ ઠડો અને અકડી ગયલો જોયો તોપણ, તેણે તેને પોતાની પીઠઉપર લેવાની કોશેશ કીધી, અને આ પ્રમાણે તેને મઠના દરવાજા આગળ લઇ ગયો, જયા સાધુઓએ તેની સારી બરદાસ્ત લીધી.

## NEVER BE LATE—કદી મોડું કરતા ના.

સૅમ્યુઅલ—જો આપણે નિશાળે જરા મોડા જઇએ છીયે તો આપણા શિક્ષક કેવા છીટા શોધે છે ' મારી ખાતરી છે કે થોડી મિનિટ મોડા થવામા હુ કાઇ ખોટુ જોતો નથી તૉમસ, તમે ખોટુ જુઓ છો? તૉમસ—હુ જાણુ છુ કે આપણે મોડા આવ્યે તે આપણા શિક્ષકને ગમતુ નથી, અને હુ ધારૂ છુ કે તેને રાજી કરવાને આપણે કોશશ કરવી જોઇએ સૅમ્યુઅલ—ઠીક, મને જાણવા ગમે છે કે જરા મોડા થવામા શુ ખોટુ છે તૉમસ.—હુ જાણુ છુ કે આપણા શિક્ષક શુ કહે છે, અને સૌથી સારૂ શુ છે તે તે જાણે છે તે ખચીત આપણી ઉપર ઘણા માયાળુ છે, અને હુ ધારૂ છુ કે જે આપણા ભલાને માટે હોય, તેજ માત્ર તે આપણી પાસેથી માગે છે સૅમ્યુઅલ—મોડા થવા વિષે તે શુ કહે છે? તેની વિરૂધ કાઈ સારૂ કારણ છે કે નહિ તે મને જાણવા ગમે છે તૉમસ—તે કહે છે કે તે ટેવ ઘણીક વાતે ખરાબ છે જો આપણે મોડા આવ્યે, તો આપણે આપણા શિક્ષકને અને નિશાળને હરકત કર્યે છીયે. અને ત્યારપછી, તે કહે છે કે જો આપણે નિશાળે મોડા જવાની ટેવ પાડીયે, તો ખચીત આપણે બીજી બાબતોમા પછાત પડીશુ, અને કદાચ આખી જીદગી સુધી પછાત પડીશુ સૅમ્યુઅલ—મે અગાઉ આવા કારણો વિષે કદી વિચાર કર્યો ન હતો. અને મારી ખાતરી નથી, પણ તે ખરો છે જ્યારે પેલી સહવારે હુ મોડો ગયો, ત્યારે મને યાદ છે કે, અદર મેણ આવ્યુ તે જોવાને બધા નિશાળિયાઓએ ઉપર જોયુ, અને શિક્ષકે વર્ગને કઇબી વધારે સવાલો પુછયા, તેની અગાઉ, જયા સુધી હુ મારી જગાએ પુગ્યો, ત્યાસુધી તેવણ થોભ્યા તૉમસ—હા, મને તે યાદ છે. અને તે વખતે મે ઇચ્છયુ કે તમે વધારે વાર મોડા થશો નહિ હુ તે એક ઘણી ખરાબ ટેવ ધારૂ છુ જો તમે નિશાળે મોડા આવો, તો તમે બીજે ઠેકાણે મોડુ કરશો મારો યાદ રાખવા જોગ શબ્દ એ છે 'કે કદી મોડુ કરતા ના', અને હુ ઇચ્છુ છુ કે તે તમારો પણ યાદ રાખવા જોગ શબ્દ થાય સૅમ, તમે તને વિષે શુ કહો છો? સૅમ્યુઅલ—ઠીક. હુ ધારૂ છુ કે તમે ખરૂ બોલો છો મે તે બાબદનો અગાઉ કદી વિચાર કર્યો નથી આ વખતથી તમારો યાદ રાખવા જોગ શબ્દ મારો થશે, અને હુ તેને વળગી રહેવાને કોશશ કરીશ તૉમસ—તે ઠીક છે અને હવે સૅમ્યુઅલ, આપણી નિશાળના સઘળા વિદ્યાર્થીઓ પાસે તેજ યાદ રાખવા જોગ શબ્દ ધારણ કરાવવા ચાલો આપણે આપણાથી બનતુ કર્યે. સૅમ્યુઅલ—તેમ આપણે કરીશુ, અને પછી આપણે સઘળા જોડાઇશુ, અને આપણે પોતાને 'તુરત ટોળી' કહીશુ

## THE SEAL.—સીલ માછલી.

૧. તમે કદી સીલ માછલી જોઈ છે? સાધારણ સીલ માછલી આપણા કિનારાની આસપાસના દરિયામા, અને દુન્યાના બીજા ઘણા ભાગમા મળી આવે છે પણ વધારે મોટી જાતની (સીલ) ઠડા ઉત્તર તરફના અને દક્ષિણ તરફના દરિયાઓમાજ જણાય છે (૨) સીલ એક ઘણુ નવાઈ જેવુ પ્રાણી છે પોતાના ખાણાને માટે માછલી પકડતુ, તેને આખો દહાડો અહી તહી તરવા ગમે છે જયારે તે દમ લેવા સપાટીએ આવે છે, ત્યારે માત્ર તેનુ માથુજ પાનીની ઉપર જણાય છે (૩) જયારે તમે તેના માથા શિવાય કાઇ જોતા નથી, ત્યારે તે એક બિલાડી જેવુ દેખાય છે તેને મોટી આખો, પહોળુ નાક, અને કાનને બદલે તેના માથામા કાણા હોય છે તેનુ શરીર એક માછલીના જેવુ હોય છે તેને ચાર ટુકા પગ હોય છે, જે પાખના જેવા દેખાય છે. (૪) બે આગળા પગોને તીક્ષણ નખ હોય છે, જે વડે સીલ ખડક અને આઇસને વળગી રહે છે. એક

બતકના પગની માફક તેના પાછળા પગ ચામડીથી જોડાયલા હોય છે. સીલ માછલી સારી રીતે તરી શકે છે, પણ જ્યારે તેઓ જમીન ઉપર હોય છે, ત્યારે તેઓ ચાલી શકતી નથી,—તેઓ માત્ર ફસડયાં મારી શકે છે, અને આમ તેમ પેટે ચાલી શકે છે ચિત્રમા જુઓ, અને તમે ચામડીથી જોડાયલા પાછળા પગો જોશો (૫) જ્યારે સીલ પુરતી માછલી પકડે છે, ત્યારે તે વાર વાર કિનારે આએ છે ઉનાળામા તે કલાકોના કલાક સુધી તડકામા ભુંજાવા અને ઉંઘાવા, ખડક ઉપર પડી રહે છે. પણ તે એટલું તો સાવચેત છે કે તે પોતાની આંખ ઉઘાડી રાખીને ઉંઘાતુ જણાય છે. (૬) ઠંડા ઉત્તર તરફના દરિયામા તે બરફ ઉપર ઝોકો ખાય છે પણ તે એક દરની નજદીક રહેવાને હમેશાં સાવચેત રહે છે, કે જેથી કરીને તે એક મિનિટમા નીચે ઝડપથી ઘુસી જઇ શકે છે તે સહેજ પણ ઘોંઘાટથી દરિયામા ડુબકી મારશે (૭) ગ્રીનલાંડના લોકો સીલ વગર ભાગ્યેજ રહી શકે તેનુ માસ અને તેની ચરબી તેનો મુખ્ય ખોરાક બને છે. તેની ચામડી કપડા તરીકે વપરાય છે એટલુ જ નહિ, પણ તેના તંબુના ઢાંકણ તરીકે અને તેના મછવાના ઢાંકણ તરીકે વપરાય છે તે વળી તેના હાડકાની સોય બનાવે છે, અને તેની માછલી પકડવાની દોરી અને તેના કામઠાને માટે તેની નસની દોરી બનાવે છે (૮) સીલને ઘણું કરીને ભાલાથી મારી નાખવામા આવે છે શિયાળામા જ્યારે દરિયો બંધાઇ જાય છે, ત્યારે એક દેશી વાર વાર કલાકોના કલાક સુધી બરફમા એક કાણાની નજદીક સીલની રાહ જોતો બેશે છે, તેની પાસે તેનો ભાલો તેની બાજુએ, જ્યારે જોઇએ ત્યારે વાપરવાને તૈયાર, હોય છે (૯) પવનથી પોતાનો બચાવ કરવાને તે બરફની એક નાની દીવાલ બાંધે છે, અને ત્યા તે તપાસતો અને રાહ જોતો ઠંડીમા બેસે છે બીચારી સીલ જાણતી નથી કે તેનો દુશમન તેની રાહ જુએ છે (૧૦) બરફમાના ઘણાક કાણા સીલ પોતે કરે છે તે તેઓને એટલા માટે કરે છે કે તે તેઓની આગળ તરી જાય, અને દમ લેવાને માટે પોતાનુ ગોળ માથુ ઉપર મૂકે, કારણ કે તે પાણીમા લાંબો વખત સુધી રહી શકતી નથી (૧૧) જ્યારે સીલ કાણા આગળ આવે છે ત્યારે પેલો માણસ પોતાના ભાલો એક પળમા ઉંચકે છે, અને પોતાના સઘળા જોરથી તેના શરીરમા ઘોંચે છે. તે ભાલાની સાથે બાંધેલું એક દોરડુ તેની પાસે હોય છે, અને તે વડે તે સીલને પાણીમાથી ખેંચી કાઢે છે (૧૨) જ્યારે એક સીલ બરાબર પકડાય છે, ત્યારે મોટી ખુશાલી થઇ રહે છે. બાયડીઓ અને છોકરાઓ તે શીકારીને મળવા બહાર જાય છે જેમ વાર વાર શિયાળામા આ ગરીબ માણસોના બાબમા બને છે, તેમ તેઓએ કદાચ કેટલોક વખત સુધી ગોસ્ત વગર કાઢયો હોય છે (૧૩) તેઓની બતીમા કદાચ તેલ ન હોય, અને તેથી જ્યારે તેઓને કાંઈ પીવાનું જોઇતું હતું, ત્યારે બરફને પણ પીગળાવીને પાણી કરી શકયા નહિ. પણ હવે પુષ્કળતાનો વખત શરૂ થાય છે બતીઓ તેલથી ભરેલી હોય છે, અને બાયડીઓ પોતાના રાંધવાના વાસણ બહાર લાવે છે. છોકરાઓ કાચા સીલના ટુકડા ચુંટવી લે છે, અને જાણે કે તે શાકરના ટુકડા હોય, તેમ તેઓ તે પોતાના મોઢામા મૂકે છે

## THE YOUNG WITNESS. જુવાન સાક્ષી.

૧. થોડા વખતની વાત ઉપર, માત્ર નવ વર્ષની ઉમરની એક નાની છોકરીને, ચોરીને માટે એક સખસની તપાસ વેળાએ, એક સાક્ષી તરીકે લાવવામા આવી હતી તે ચોરી તે નાની છોકરીના બાપના ઘરમા કરવામા આવી હતી તેણીએ તે જોઇ હતી તેટલા માટે તેણીની સાક્ષી ઘણી અગત્યની હતી. (૨) જે વકીલ તે ચોરનો બચાવ કરતો હતો, તે પેલી નાની છોકરીને, સાક્ષી તરીકે આવવા દેવા માગતો ન હતો, તે જાણતો હતો કે તેણીને જે કહેવાનુ હતુ, તે તેની

તરફેણની ઘણુ વિરૂધ જશે (૩) તેથી જ્યારે તેણીને કોર્ટમા લાવવામા આવી, ત્યારે તેણે તેણીને કહ્યુ, એમિલિ, તમે સોગંદની ખાસીયત જાણો છો? તેણીએ કહ્યું, સાહેબ, તમે શુ કહેવા માગો છો તે હુ સમજતી નથી તે વકીલે તે ન્યાયાધીશને કહ્યુ, જુઓ, નામદાર, તેણી સોગંદની ખસીયત સમજતી નથી તેણી શાક્ષી થવાને લાયક નથી, તેની શુ આ પુરતી ગવાહી નથી? તેણીની સાક્ષી લેવાઇ શકાય નહિ (૪) તે ન્યાયાધીશે કહ્યુ, ચાલો આપણે જોઇએ. મારી નાની છોકરી, અહિયા આવ મને કહો કે તમે કદી સોગંદ ખાધા છે? જ્યારે તેણીએ 'નહિ સાહેબ,' કહીને જવાબ આપ્યો, ત્યારે તેના વિચારથીજ લોહી તેણીની ગરદન અને ચેહરા ઉપર ચઢી આવ્યુ (૫) તે ન્યાયાધીશે કહ્યુ, એક દુષ્ટ સોગંદ ખવાડવાની મારી મતલબ નથી તમે અગાઉ કદી કોર્ટમા સાક્ષી તરીકે આવ્યા હતા? નહિ સાહેબ તે ન્યાયાધીશે તેણીને એક બાઇબલ આપીને કહ્યુ, તમે જાણો છો કે આ ચોપડી શુ છે? હા સાહેબ, તે બાઇબલ છે (૬) તમે તે કદી વાચી છે? હા સાહેબ, હુ તે દરરોજ વાચુ છું મારા બચ્ચા, બાઇબલ શુ છે તે તમે જાણો છો? તે મહાન ખોદાનો હુકમ છે હવે મારી નાની વહાલી આ ચોપડી ઉપર તમારો હાથ મૂકો (૭) તેણીએ તે ઉપર પોતાનો હાથ ધ્રુજતા મૂકયો ત્યારપછી તે, જે કોઇ સાક્ષી થવાનો હોય, તેનાથી લેવામા આવતા સોગંદનો ખરડો, તેણીની આગળ બોલી ગયો. પોતાનો હાથ બાઇબલ ઉપર મૂકીને તેણીએ કહ્યુ, હું ગભીરાદથી સોગંદ ખાઉ છુ કે જે મને હમણા કહેવાનુ છે, તે સાચુ છે, બધુ સાચુ છે, અને સાચા શિવાય કાઇ નથી તેથી ખોદા મને મદદ કરો (૮) તે ન્યાયાધીશે કહ્યુ, હવે મારી વહાલી, તમે એક સાક્ષી તરીકે સોગંદ ખાધા છે જો તમે સાચુ નહિ બોલો તો તમને શુ થશે તે તમે જાણો છો? હા સાહેબ, શુ? મને કેદખાને પુરવામા આવશે. બીજુ કાઇ? હા સાહેબ, મારાથી બહેશતમા જઇ શકાય નહિ તે તમે કેમ જાણો છો? (૯) તેણીએ બાઇબલ લીધી, પોતાના આગળાથી પાના ફેરવ્યા, અને એગ્ઝોડસના વીસમા પ્રકરણની સોળમી કવિતા કાઢી અને વાચી, 'તુ તારા પડોશી સામે ખોટી સાક્ષી આપતો ના' તેણીએ કહ્યુ, મને બાઇબલ વાચતા આવડી, તેની આગમજ હુ તે શીખી હતી તે ન્યાયાધીશે પુછ્યુ, કોઇએ તમને કહ્યુ હતુ કે આ કજીયામા તમે એક સાક્ષી થવાના હતા? (૧૦) હા સાહેબ. માએ સાભળ્યુ કે મને બોલાવવામા આવનાર છે, પછી તેણી મને પોતાના ઓરડામા લઈ ગઇ અને મને દસ ફરમાનો તેણીની આગળ બોલી જવા કહ્યુ અને માય અને હુ ગુટણમડીએ પડયા, અને બદગી કીધી કે, એક પાડોશી સામે ખોટી સાક્ષી આપવી, તે કેવુ દુષ્ટ છે, તે હુ સમજુ, અને જો મને આવતી કાલે કોર્ટમા જવુ પડે તો સાચુ કહેવાને ખોદા મને મદદ કરે (૧૧) અને જ્યારે હુ ગઇ, ત્યારે માએ મને બોકી લીધી અને મને કહ્યુ કે નવમુ ફરમાન યાદ રાખજે, અને યાદ રાખજે કે તમે કોર્ટમાં જે કહો, તેનો દરેક શબ્દ ખોદા સાભળે છે જ્યારે તે ન્યાયાધીશની આખમા એક આસુ પ્રકાશયુ, અને તેના હોઠ સખત લાગણીથી ધ્રુજ્યા, ત્યારે તે બોલ્યો, તમે તે માનો છો? તે છોકરીએ એવી રીતે 'હા, સાહેબ' કરીને કહ્યુ કે જેથી કરીને તેણી જે કહેવા માગતી હતી. તે દેખાઇ આવ્યુ (૧૨) તે ન્યાયાધીશે કહ્યુ, મારા બચ્ચા, ખોદા તને સુખી રાખે તમારી એક ભલી માય છે તે વધુ બોલ્યો, આ સાક્ષી લાયક છે જો હુ આજે મારી જીદગીને માટેની તપાસપર હોઉ, અને તોહમતમા નીરદોષ હોઉ, તો આ બચ્ચાંન જેવો સાક્ષી મને આપવાને માટે હુ ખોદાને અરજ કરૂ તેણીની તપાસ થવા દો (૧૩) તે નાની છોકરીને જ્યારે કોર્ટમા સાક્ષી તરીકે બોલવાને બોલાવવામા આવી, ત્યારે તેણીએ સાચુ

કહ્યુ પણ જ્યારે આપણે બોલવાને માટે આપણા હોઠ ઉઘાડીયે, ત્યારે સવળી વખતે જાણે કોર્ટમા હોઇયે એમ આપણને લાગવુ જોઇએ આ દુન્યા એક મોટી કોર્ટના જેવી છે, અને ખોદા તેનો ન્યાયાધીશ છે

## THE SPIDER AND THE FLY.—કરોળીયો અને માખી.

૧ કરોળિયાએ માખીને કહ્યુ, તમે મારા દીવાનખાનામા આવશો? તમે કદી જોયુ હોય તેમા તે સર્વથી સુદર નાનુ દીવાનખાનુ છે મારા દીવાનખાનાનો રસ્તો એક આડા અવળા દાદર ઉપરથી છે, અને જ્યારે તમે ત્યા હોવ, ત્યારે તમને દેખાડવાને માટે મારી પાસે ઘણી નવાઇ જેવી ચીજો છે તે નાની માખીએ કહ્યુ, અરે નહિ, નહિ, મને કહેવુ ફોકટ છે, કારણ કે જેઓ તમારા આડા અવળા દાદર ઉપર જાય છે, તેઓ કદી પાછા હેઠ આવતા નથી (૨) તે કરોળિયાએ તે માખીએ કહ્યુ, વહાલી, મારી ખાતરી છે કે એટલે ઉચે ઉડવાથી તમે થાકી ગયા હશો, તમે મારા નાના બીછાણા ઉપર આરામ લેશો? આસપાસ સુંદર પડદાઓ ખેચેલા છે, ચાદરો સુંદર અને પાતળી છે, અને જો તમને થોડોક વખત સુધી આસાયસ લેવા ગમે, તો હુ તમને અદર સુખચેનથી ચાદર ઓઢાડીશ. તે નાની માખીએ કહ્યુ, અરે નહિ, નહિ, કારણ કે મે વારવાર કહેવાતા સાભળ્યુ છે કે જેઓ તમારા બિછાણા ઉપર ઉઘે છે, તેઓ કદી પાછા જાગતા નથી (૩) તે લુચ્ચા કરોળિયા એ માખીને કહયુ, વહાલા મિત્ર, જે દીલોજાણી ભરેલો પ્યાર મને તમારે માટે લાગે છે, તે સાબત કરવાને હુ શુ કરી શકુ? મારી પાસે મારા કોઠારમા, જે સઘળુ સુદર છે, તેનો એક સારો જથો છે, મારી ખાતરી છે કે તમને ઘણો આવકાર આપવામા આવશ- -તમે મહેરબાની કરીને એક કાતરી લેશો? તે નાની માખીએ કહયુ, અરે નહિ, નહિ મહેરબાન સાહેબ, તેમ થઇ શકે નહિ, તમારા કોઠારમા શુ છે તે મે સાભળ્યુ છે, અને હુ જોવા ઇચ્છતી નથી (૪) તે કરોલિયાએ કહયુ, ખાન પ્રાણી, તમે અકકળવાળા અને ડાહ્યા છો, તમારી પાતળી પાખો કેવી સુદર છે, તમારી આખો કેવી ચળકતી છે! મારા દીવાનખાનાની અભરાઇ ઉપર એક નાની આરશી છે, વહાલી જો તમે એક પળ અદર આવો તો તમારૂ પોતાનુ શરીર જોશો. તેણીએ કહયુ, ભલા સાહેબ, જે તમે મહેરબાનીની રાહે કહયુ તેને માટે હુ તમારો ઉપકાર માનુ છુ, અને હવે તમને સહવારની સલામ કરીને, હુ કોઇ બીજે દહાડે આવીશ (૫) તે કરોળિયો ગોળ ફર્યો, અને પોતાના ગુફામા ગયો, કારણ કે તે સારી પેઠે જાણતો હતો, કે તે મુર્ખ માખી જલદીથી પાછી આવશે, તેથી તેણે એક નાના છુપા ખુણામા એક લુચ્ચાઈથી વણેલુ જાળુ બનાવ્યુ અને તે માખી ખાવાને પોતાની મેજ તૈયાર પાથરી ત્યારપછી તે પાછો પોતાના દરવાજા આગળ આવ્યો, અને આનદથી ગાયુ, મોતીના જેવી અને રૂપેરી પાખવાળી સુદર માખી અહિ આવ, અહિ આવ, તમારા ઝભા લીલા અને જાબુરા છે, તમારા માથા ઉપર એક કલગીર છે! તમારી આખો પ્રકાશતા હીરાના જેવી છે, પણ મારી સીસા જેવી ઝાખી છે (૬) અફસોસ! અફસોસ! આ મુર્ખ નાની માખી તેના લુચ્ચા ખુશામતખોરા શબ્દો સાભળીને, ધીમેથી ઉડતી આવી ગુગુ કરતી પાખો સાથે તેણી ઉચે ટીગાઇ, ત્યારપછી પોતાની પ્રકાશતી આખોનોજ વિચાર કરતી, પોતાના લીલા અને જાબુરા રગનો વિચાર કરતી—પોતાના કળગીરવાળા માથાનોજ વિચાર કરતી. તેણી નજદીક અને વધારે નજદીક આવી ગરીબ બિચારી માખી! આખરે તે લુચ્ચા કરોળિયાએ ઉપર કુદકો માર્યો, અને તેણીને ઝનુનથી મજબુત પકડી રાખી. તે તેણીને પોતાના આડા અવળા દાદર ઉપરથી પોતાના અધારા ગુફામા ઘસડી ગયો, પોતાના નાના ઓરડામા ઘસડી ગયો, પણ તેણી ફરીથી બહાર આવી નહિ (૭) અને હવે વહાલા નાના છોકરા જેઓ આ વાત વાચે, તેઓએ

મહેરબાનીની કરીને નકામા, મુર્ખાઇ ભરેલા, અને ખુશામત ભરેલા શબ્દો ઉપર કદી ધ્યાન આપવું નહિ, એક બુરા સલાહકાર તરફ તમારૂં દીલ અને કાન અને આખ બંધ કરો, અને કરોળિયા અને માખીની વાત ઉપથી એક ધડો લેઓ

## THE ELEPHANT.—હાથી.

૧. હાથીનુ રહેઠાણ વિશાળ છાયડાવાળા જંગલમા હોય છે સઘળા જમીન ઉપરના પ્રાણીઓમા તે સર્વેથી મોટું છે, અને તે એશિયા અને આફ્રિકામા મળી આવે છે. (૨) એશિયાની મુખ્ય જગાઓ,—કે જ્યા હાથી મળી આવે છે, તેમાની એક સીલોનનો ટાપુ છે આ સુંદર ટાપુ, જે આયરલાડ જેટલો મોટો છે, તેમા વિશાળ જંગલો છે, કે જે હજારો હાથીનુ રહેઠાણ બને છે આ જંગલોમા ઝાડો ગીચ અને ઉંચા ઉગે છે, કે જેથી કરીને વણાક ભાગો લગભગ અંધારા બને છે, અને પ્રકાશતી સુર્યની રોશની તેઓની ઉપર અને આસપાસ પડે છે. (૩) હાથીને જંગલનો ઉંડો છાયડાવાળો ભાગ ગમે છે, અને સૌથી ઠંડકવાળી જગા જે મળી શકે છે, તે શોધે છે ત્યાથી તે માખીઓને ઉડાડવા પોતાના કાન ફફરાવતો ઉભો રહેશે, અથવા તો પોતાના શરીર ઉપર પંખા નાખવાને તે ઝાડની એક ડાળી ખેંચી કાઢે છે (૪) તેને વળી નહાવાનો ઘણો શોખ હોય છે, અને એક સરોવર અથવા વહેતા પાણીની નજદીક રહેવાન તે પસંદ કરે છે, કે જ્યા તે કલાકોના કલાકો સુધી, પોતાની સુંઢ વડે પાણી ચુસી લેતો, અને તે પોતાના આખા શરીર ઉપર ઉડાડતો ઉભો રહેશે. (૫) જે ફળો જંગલમા ઉગે છે, તેનો તે શોખીન છે, પણ તે વળી ઝાડના પાદડા અને કુમળી ડાખળીઓ ખાય છે તેના સ્વદેશના જંગલમા તેને માટે પુષ્કળ હોય છે, તો જો કે તેને જે ત્યા મળે છે, તેથી તે હમેશા ધરાતો નથી. (૬) જ્યારે ચોખા અને મકાઇના પાક પાકે છે, ત્યારે તે વારવાર ઘણુ જ નુકસાન કરે છે. રાત્રે તે જંગલમાથી બહાર આવે છે, અને એક વાડી અથવા ખેતરમા ભાંજીને દાખલ થાય છે તે જલદીથી વાડ ભાંજી નાખે છે, અને પોતાથી બને તેટલુ ખાતો, અને ખાય તેના કરતા વધારે કચડી નાખતો, ખેતર ઉપરથી કુચ કરે છે. બીજી સહવારે ખેતરનો ધણી જાગે છે, ત્યારે તેને માલમ પડે છે કે હાથી ત્યા આવ્યો હતો, અને તેના પાકનો તદ્દન નાશ કરીને પાછો જંગલમા ચાલી ગયો છે (૭) જ્યારે એક હાથીનુ ટોળુ જંગલમા આમતેમ ચાલે છે, ત્યારે તે ટાળામાંના સૌથી બુઢા પહેલા ચાલે છે જુવાન હાથી અને તેઓની માદાઓને તે ટાળાની વચમા મૂકવામા આવે છે, કે જ્યા તેઓ સૌથી સલામત હોય છે. ત્યારપછી સઘળા મોટા કચડવાનો ધોધાટ કરીને કુચ કરે છે, ઝાડની ડાખળીઓ તેઓની આગળ વળી જાય છે, અને ભાગી જાય છે જો કે હાથી વણુ કરીને શાંત અને નિર્દોષ પ્રાણી હોય છે, તાપણ જંગલમા કુચ કરતા એક હાથીના ટાળા ઉપર હુમલો કરવાની કોઇ હિમ્મત કરતુ નથી (૮) એશિયામા હાથીને પાળવામા આવે છે, અને તેની પાસે કામ કરાવે છે એક વખતે આફ્રિકાના હાથીને પણ પાળવામા આવતો હતો અસલના વખતમા સીપાઇઓ વારવાર આફ્રિકાના હાથીની પીઠ ઉપર બેસીને લડાઇમા જતા હતા. પણ હમણા જે હાથી આફ્રિકામા રહે છે, તેનો મુખ્ય કરીને તેના કિમતી હાથી દાતને માટે શીકાર કરવામા આવે છે, કે જે દાતમાથી ઘણી ઉપયાગી અને સુંદર ચીજો બનાવવામા આવે છે.

# "TOO LATE" AND "BY AND BY."

## "જોઇએ તે કરતા વધારે મોડું" અને "રફતે રફતે."

૧ ધીમો સૅાલોમન એક ગ્રહસ્થનો છોકરો હતો, જે ન્યુ ફૉરેસ્ટની સરહદ ઉપર રહેતો હતો. તેની માય તેને સૅાલોમન કહેતી હતી કારણ કે તેણી કહેતી હતી કે તે એક સ્યાણુ છોકરૂ છે, ધીમો અને ખાતરીપુર્વક ખચીત સારૂં કરે છે. (૨) તેના બાપે કહયુ, હા, પણ તે જોઇએ તે કરતા ઘણા ધીમા છે, અને જ્યાસુધી તે જરા વધારે ઝડપવાળો અને જરા ઓછો આળસુ થાય નહિ, ત્યાસુધી હું તેને કદી માટીડા તરીકે ગણીશ નહિ (૩) જ્યારે તે આસરે દશ વર્ષની ઉમરના હતો, ત્યારે તેના બાપે અને કેટલાક મિત્રોએ ન્યુ ફૉરેસ્ટમા એક ઉજાણી ગોઠવી, અને તેઓને ત્યા લઇ જવાને માટ એક મોટી ગાડી ભાડે કીધી. તેઓ સહવારના સાત વાગે નીકળવાના હતા સૅાલોમન આ જાણતો હતો કારણ કે તેણે આગળી ગતે પોતાના બાપને એમ કહેતા સાભળ્યા હતો (૪) જ્યારે બીજી સહવારે તે ૭ વાગે ઉઠયો ત્યારે સુરજ ઘણો તેજથી પ્રકાશતો હતો, પણ તે હમેશના જેવો આળસુ હતો તેણે કહયુ, જો હુ સાતના દસ મિનિટ અગાઉ ઉઠુ તો મને હેઠે જવાને પુષ્કળ વખત મળશે. તેથી તે બિછાણામા ચુપચુપ પડી રહ્યો, અને આખી ટાળી જ્યારે નીચે ગઈ ત્યારે તેઓને પોતાના દરવાજા આગળથી પસાર થતી સાભળી (૫) તેઓએ તેને વળી હાક મારીને બોલાવ્યો, પણ તેણે કાઇ જવાબ આપ્યો નહિ, અને માત્ર કપડામા આળસાઇથી આળોટયા કીધો આખરે તે કુદકો મારી ઉભો થયો, કપડા પહેર્યાં, અને નીચે દોડી ગયો પણ તેણે નાસ્તાનો ઓરડો ખાલી જોયો, અને ગાડી ગયલી જોઇ ! (૬) પોતાની ટોપી ઝડપમા લઇ લઇને તે રસ્તા ઉપરથી જેમ બને તેમ ઝડપથી દોડયો પણ પવન જોશમા ફુકતો હતો, અને ધુળ વાદળામા દરેક ઠેકાણે હતી તેણે ગાડી થોભાવવાને માટે ચીચીયારી પાડી, અને બુમ પાડી, પણ સઘળુ ફોકટ કોઇ તેનુ સાભળી શકયુ નહિ, અને આખરે દોડતા થાકી જઇને, અને ધુળથી અરધો ગુગળાઇ જઇને, તે ઉદાસપણે ઘર ચાલ્યો (૭) પણ આથી પણ તે સુધર્યો નહિ તે એક આળસુ છોકરો હતો, અને આળસુ માટીડો થયો અને જ્યારે તે ધધામા પડયો, ત્યારે જોકે ગાડી રોજ તેના દરવાજા આગળથી પસાર થતી હતી, તોબી તે ભાગ્યેજ તૈયાર રહેતો હતો ટેકરી ઉપર દોડતો, અને ઉભા રહો, ઉભા રહો કરીને બુમ પાડતો, ચિત્રમા તેની તરફ માત્ર જુઓ. (૮) એક બીજો છોકરો, જેને જે કરવાનુ હોય, તે હમેશા મુલતવી રાખતો હતો, તેની એક બીજી વાત છે તે કદીપણ કાઇ ચીજ બરાબર વખતે કરતો ન હતો રફતે રફતે અને આવતી કાલે એ તેના માનીતા શબ્દો હતા. (૯) તેની માએ કહયુ, જેમ્સ તમે વાડીનો દરવાજો બધ કરશો ? જેમ્સ, કે જે એક રમુજી વાત વાચતો હતો, તે બોલ્યો, માય, તરતજ. (૧૦) જેમ્સે પોતાની વાત પૂરી કીધી અને ત્યારપાછી દરવાજો બધ કરવાને ગયો પણ તે દરમ્યાન ડુકકરો અદર દાખલ થયા હતા, અને જેટલુ મહિનાઓ સુધી સમારી શકાય તેના કરતા વધારે જડ મુળથી ઉખેડી નાખ્યુ હતુ, અને નાશ કીધો હતો (૧૧) તેની માએ કહયુ, જેમસ હવે તમે તમારો પાઠ સીખશો ? જેમ્સ કે જે એક નવુ પતગ બનાવતો હતો, તેણે જવાબ આપ્યા, 'રફતે રફતે ' (૧૨) પતગ પૂરો થયો, પણ તે પાઠ કદી શીખવામા આવ્યો નહિ. બીજે દિવસે જેમ્સે વર્ગમા પોતાની જગા, અને ઇનામની સઘળી તક ખોહી. (૧૩) જેવો જેમ્સ એક છોકરો હતો, તેવોજ તે એક માણસ નીવડયો એક શરાફી પેઢી, જે સલામત ન હતી, તેમાથી તેણે આવતી કાલે પોતાના પૈસા લેવાનો ઇરાદો રાખ્યો, પણ કાલ અગાઉ તે પેઢી ભાગી પડી, અને તેણે સઘળું ખોહયુ. (૧૪) તેણે આવતા કાલે પોતાના ઘર અને દુકાનનો વીમો ઉતારવાનો

ઈરાદો રાખ્યો, પણ કાલ અગાઉ તેઓમા આગ લાગી, બળી ગયા, અને તે પાગમાળ થયો સઘળાઓએ આ કહેવત શીખવી જોઇએ, જે તમે આજે કરી શકો, તે આવતી કાલ ઉપર કદી મુલતવી રાખતા ના

## LITTLE DICK AND THE GIANT.—નાનો ડીક અને રાક્ષશ.

૧. નાનો ડીક,—તે કેવુ આનદી પ્રાણી હતુ ! તે આખો દહાડો ગીત ગાતો અને સીસોડી વગાડતો આમ તેમ જતો હતો, તે હમેશા આનદી હતો, અને કદાચજ કાઈ ચીજ તેને ઉદાસ બનાવતી હતી. (૨) એક દહાડો નાના ડીકે પોતાના ઘરથી થોડે છેટે જગલમા રખડવાનો વિચાર કર્યો તેથી જ્યાસુધી તેણે જગલને પાછુ ગતવી મેળ્યુ, ત્યાસુધી તે ગાતો અન સીસોડી વગાડતો, આનદમા નીકળ્યો (૩) આખરે તે એક સ્વચ્છ ઝરા આગળ પુગ્યા, કે જે જગલ-માથી વહેતો હતો અને તરસ્યો હોવાથી તે પાણી પીવાને વાકો વળ્યો પણ તેજ પળ તેને ઓચિતો પછવાડેથી પકડવામા આવ્યો અને તેણે પોતાન, પોતાના કરતા સોગણા મોટા રાક્ષસના હાથમા જોયો (૪) તે રાક્ષસે તેની તરફ મોટી ખુશાલીથી જોયુ, અન ત્યારપછી તેન એક મોટા કોઠળામા મૂકયો, અને તેને લઇ ગયો બિચારા ડીકે તે કોઠળામાથી બહાર નીકળવાને પોતાથી બનતુ કીધુ, પણ ફોકટ તેણે ચીચીયારી પાડી, ખેચતાણ કીધી, તેણે કોઠળા ફાડી નાખવાની કોશેશ કીધી પણ તે રાક્ષસ તેની મહેનતન માટ તેની તરફ માત્ર હસ્યો, અને તેને મજબુત પકડીને ચાલ્યો (૫) આખર તે રાક્ષસ પોતાના ઘરમા આવ્યો, કે જ, આસપાસ ફરતી ઉચી દીવાળ સાથનુ, અને કાઇબી ઝાડ કે ફુલ વગરનુ એક અધારી દેખાતી જગા હતી. જ્યારે તે અદર ગયો, ત્યારે તેણે દરવાજો બધ કર્યો, અન ડીકને કોઠળામાથી બહાર કાઢયો (૬) તે બિચારા કેદીએ હવે વિચાર્યું કે તેનો વખત નજદીક આવી પુગો હતો, કારણ કે જ્યારે તણે આસપાસ જોયું, ત્યારે તેણે એક મોટા ચુલો જોયો, અને તેની નજદીક, પોતાના કરતા બે વધારે મોટા ભાગો, તે રાક્ષશના ખાણાને માટ ભુજાતા તેણે જોયા તોપણ તે રાક્ષસ ડીકને મારી નાખ્યો નહિ, પણ માત્ર તેને એક કેદખાનામા મૂકયો, કે જે તેણે તેને માટ તૈયાર કીધુ હતુ. (૭) તે બદીખાનુ, તેને સઘળે ફરતા સળીયા સાથનુ તદ્દન અધારુ હતુ, અન તેમા માત્ર જે ખોરાક મૂકયો હતો, તે એક સુકી રોટલીનો ટુકડો, અન પાણીનુ પ્યાલુ હતુ ડીક લોખડના સળીયાની સામે પોતાનુ માથુ અફાળીયુ, અને આમતેમ અથડાયો, અન તન વાયુ કગાળ લાગ્યુ (૮) બીજે દિવસે તે રાક્ષસ આવ્યો, અને ડીક તરફ જોયુ, અને તેણે કાઇ પણ રોટલી ખાધી ન હતી તે જોઇને, તેણે તેને માથામાથી પકડયો, અન તેના ગળામા થોડુક દાબ્યુ બીચારા ડીક એટલો તો બીધો હતો કે ખાવા પીવાનો વિચાર કર્યો નહિ (૯) તે બીજે દિવસ અધારામા તદ્દન એકલો રહ્યો, અને તે એક ઉદાસ દિવસ હતો. તે બિચારા પ્રાણીએ પોતાના ઘર, પોતાના સાથી, સુર્યની રોશની, ઝાડ, ફુલ, અને જે ઘણીક સુદર ચીજો તે ખાતો હતો, તેના વિચાર કર્યો, અને ત્યારપછી તેણે ચીચીયારી પાડી, અને તે લોખડના સળીયાની વચ્ચેથી નીકળવાની કોશેશ કીધી, અને પોતાને માર્યો અને પીખ્યો. (૧૦) તે રાક્ષસ પાછો આવ્યો, અન જેમ ડીક ગાતો હતો, તેમ તેની પાસે ગવાડવા માગ્યુ, અને સુખી અને આનદી થવા કહયુ. તેણે કહયુ, ગા, ગા, ગા ! પણ ડીક એટલો તો ઉદાસ હતો કે તેણે ગાયુ નહિ. બદીખાનુ કાઇ એવી જગા નથી કે જેમા ગીત ગવાય. આખરે તે રાક્ષશ ગુસ્સે થયો, અને ડીકને ગાવાની ફરજ પાડવાને બહાર કાઢયો ડીકે મોટેથી ચીચીયારી પાડી, ઉછળ્યો, અને ખેચતાણ કીધી, અને ત્યારપછી તે રાક્ષશના હાથમા મુવેલો પડયો (૧૧) આ એક ખરી વાત છે.—બીચારો ડિક એક નાનુ પક્ષી હતુ, અને તે રાક્ષશ એક ઘાટકી છોકરો હતો.

## HOUSES MADE OF SNOW.—બરફનાં બનાવેલાં ઘર.

૧. છેક ઉત્તર તરફના લોકોને એસ્કીમો કહે છે. જેવાં ઘરો આપણને રહેવાને માટે છે, તેવા તેઓ પાસે નથી આખો શિયાળો તેઓ બરફના બનાવેલા ઝુપડામા રહે છે. આ ઝુપડા જ્યારે નવા હોય છે, ત્યારે ઘણા સ્વચ્છ અને સફેદ હોય છે; પણ તેઓ જલદીથી મેલા થઇ જાય છે, અને જ્યારે ઉનાળો આવે છે, ત્યારે તેઓ પીગળવા માડે છે (૨) કોઈ કોઇ વાર એસ્કીમોને કિનારાઉપર લાકડાના ઢીમરા મળે છે, કે જે ઢીમરા કોઇ બીજા દેશમાથી મોજાઓથી કરીને ઘસડાઇ આવેલા હોય છે, અને આ તેઓ એકઠા કરે છે, અને તે વડે પોતાના ઝુપડા બાધે છે (૩) જ્યારે તેઓને લાકડુ મળી શકતુ નથી, ત્યારે તેઓ સ્વચ્છ સફેદ બરફ વાપરે છે તે બધાઇને એટલુ તો કઠણ બનેલુ હોય છે કે તે આખો શિયાળો કઠણ રહે છે. કોઇ કોઇ વખત જ્યારે ઝુપડુ દીવાથી અને લોકોથી, અને કુતરાઓથી ઘણુ ગરમ બને છે, ત્યારે દીવાલ જરા ટપકવા માડે છે, પણ તે જગા ઉપર તાજા બરફનો કકડો મસળવાથી તે પાછી તદ્દન બરાબર બને છે. આ ઝુપડાની બારીઓ કાચની બનાવેલી નથી હોતી, પણ આઇસની બનાવેલી હોય છે. (૪) જો કે ઝુપડામા કાઇપણ બળતુ હોતુ નથી, તાપણ એસ્કીમો ખમી શકે તેટલુ તે ગરમ હોય છે તે પોતાની બતી વડે તેને હુફાળુ રાખે છે, કે જે બતી તેલથી ભરેલી એક રકાબી જેવા વાસણ સિવાય બીજુ કાઈ હોતુ નથી. તેલ ઉપર ઘણાક કાકરા તરે છે, અને તે બધાને સળગાવે છે બળતા કાકરા તે ઓરડાને ગરમ બનાવે છે એક રાધવાનુ વાસણ તે બતી ઉપર ટાગેલુ હોય છે, પણ તે વારવાર પોતાનો ખોરાક કાચો ખાય છે (૫) તેની પાસે ખુરસી કે ટબલ નથી, કારણ કે તે જાણતો નથી કે તે કેમ બનાવવા, પણ તે ઝુપડાની સઘળે આસપાસ હુફાળા ચામડાથી ઢાકેલી એક ઉચી અભરાઇ છે. આ દિવસે તેની બેઠક અને રાત્રે તેનુ બિછાનુ છે પણ ચામડાની હેઠ બરફ સિવાય કાઇ નથી (૬) જ્યારે ઉનાળો આવે છે, ત્યારે એસ્કીમો બરફના ઝુપડામાથી નીકળી જવાને ખુશી થાય છે તેની દીવાલ પીગળવા માડે છે, અને જ્યારે તે બીછાણામા સુતેલો હોય છે ત્યારે તે ભીજાઇ જાય છે, અને વારવાર તેને સરદી થાય છે તેટલા માટ તે તેમાથી પોતાનો તબુ, કે જે તેનુ ઉનાળાનુ રહેઠાણ બને છે, તેમા નાસી જવાને ઘણો ખુશી થાય છે

## BRAVE BOBBY.—બહાદુર બાબી.

૧ કેટલાક વર્ષની વાત ઉપર ચીન જવાને તૈયાર થયલા એક વહાણ ઉપર, બીજા ઉતારૂઓ સાથ, એક અમલદાર, તેની બાયડી, તેઓનુ એક પુત્ર છોકરૂ, (એક પાચ વર્ષની ઉમરનો છોકરો), અને બાબી નામનો એક મોટો ન્યુફાઉન્ડલાડ કુતરો હતો. (૨) વહાણમાનુ દરેકજણ બાબીને ચહાતુ હતુ, તે એટલો તો ભલા સ્વભાવનો અને રમતીયાળ હતો, પણ તે છોકરો તે કુતરાનો હમેશનો રમતનો સાથી હતો તે એક આનદી નાનો છોકરો હતો, અને જેટલો બાબી તેને ચહાતા હતો, તેટલોજ તે બાબીને ચહાતો હતો. (૩) એક સાજે જ્યારે તે નાનો છોકરો અને તે કુતરો સાથે કુદાકુદ કરતા હતા, તયારે વહાણે ઓચીતો ઝોકો ખાધો, અને તે બાળક છબ દઇને દરિયામા પડયુ એક બુમ પાડવામા આવી, 'એક માણસ દરિયામા પડયુ!' એક માણસ દરિયામા પડયુ! અને તે બહાદુર કુતરાએ એક શીકારી કુતરાની માફક કુદી જઇને, વહાણની બાજુએ કુદકો માર્યો, અને પાછળા ભાગ તરફ તરી ગયો. (૪) તે નાના છોકરાનો બાપ અરધો ગાડા જેવો, બીજાઓની સાથે એક મછવામા કુદી પડયો; પણ એટલુ તો અધારૂ થયુ હતુ, કે તેઓની આગળ દુર જોવાઇ શકાયુ નહિ. સઘળાઓએ તે બાળકની આશા મૂકી.

(૫) આખરે તેઓએ વહાણની ડાભી બાજુએ એક અફડવાનો અવાજ સાભળ્યો તે બાપ બોલી ઉઠયો, ઝડપથી ખેચો. મછવો ફેરવવામાં આવ્યો, માણસોએ પોતાના સઘળા જોરથી ખેંચ્યું, અને એક પળમાં બહાદુર બૅાબી તે બાળકને પોતાના મોઢામા પકડીને વહાણની બાજુએ આવ્યો. ખુશાલી ! ખુશાલી ! ખુશાલી ! (૬) તે મછવાને વહાણ તરફ પાછો હંકારવામા આવ્યો, તે અરધો ડુબેલો છોકરો જલદીથી સાજો થયો, તે માબાપો ખુશી થયા, અને બહાદુર બૅાબીને સઘળાઓથી પંપાળવામા આવ્યો (૭) કેપ ઑવ ગુડ હોપ આગળ ઉતારૂઓ ઉતરવાના હતા. તે અમલદાર પોતાની બઇરી અને છોકરા સાથે મછવામા બેઠા, પણ તેણે, જ્યાસુધી તે મછવો વહાણથી થોડે દુર જાય, તયા સુધી તે ન્યુફાઉન્ડલાંડ કુતરાને ગળપટામાથી મજબુત પકડવાને તે ખલાસીઓને કહયુ તેણે કહયું, તમે જોશો કે તે કેવો મજબુત તરનાર છે (૮) બહાદુર બૅાબીએ છુટા થવાને ખેંચતાણ કીધી, પણ સઘળુ ફોકટ, કારણ કે જ્યાસુધી તે મછવો કિનારાની નજદીક આવ્યો, તયાં સુધી તેઓએ તેને પકડી રાખ્યો પણ જેવી તે અમલદારે ઈશારત કીધી, તેઓજ તે કુતરાને છુટો કરવામા આવ્યો, અને તે દરિયામા પુર ધસારાબંધ ચાલ્યો (૯) એકાએક તે ગરીબ પ્રાણીએ એક તીક્ષણ પોકાર કર્યો, અને પાણીની બહાર પડયો પહેલ વહેલા એમ ધારવામા આવ્યુ કે તેને આકરા આવ્યા હશે, પણ તે તેના કરતા વધારે ખરાબ હતુ —એક શાર્ક તેની પુઠે લાગી હતી ! (૧૦) એક શાર્ક ! એક શાર્ક ! એવો અવાજ મછવા ઉપરથી વહાણ ઉપર ગયો બૅાબી પોતાના દાત દેખાડતો, અને તે શાર્કને તેની પીઠ ઉપર ફરવાને વખત નહિ આપતો, જમણી અને ડાભી ગમ તર્યો, અને ડુબકી મારી અને આડો અવળા ફર્યો, કે જેમ કર્યા વગર તે રાક્ષશી પ્રાણી તેને કરડી શકી નહિ (૧૧) તે મછવામાના અમલદારે તરતજ જોયુ કે તે કુતરાને બચાવવાને વખતસર તે જગાએ પહોચવાનો થોડોજ સંભવ હતો બીચારો બૅાબી જ્યાસુધી લગભગ થાકી ગયો, તયાસુધી તર્યો, અને હાંપ આપી. તે અમલદારે માણસોને કહયું, હલેસા મારવાનુ બંધ કરો, અને મછવો ગોળ ફેરવો (૧૨) તેજ પળે તે શાર્ક કે જે તે કુતરાની ઘણી નજદીક ગઇ હતી, તે તેની પીઠ ઉપર ફરી, અને પોતાનુ ભયંકર જડબુ ઉઘાડયુ ! બૅાબીનુ તદન આવી બન્યું હતુ તેનો શેઠ ઉઠયો, પોતાની બંદુક ટાકી અને ફોડી. (૧૩) એક પળમા પાણી લોહીથી લાલ રંગાઈ ગયુ , તે શાર્કના ભયંકર જડબાનો ચુરેચુરો થઈ ગયો ! ત્યારપછી તે માણસો તે જગાએ હંકારી ગયા, કે જ્યા બૅાબી આમતેમ તરતો હતો (૧૪) તે અમલદારે તે કુતરાને મછવામા ખેંચી લીધો , તે બાળકે પોતાના નાના હાથ તેની આસપાસ નાખ્યા , અને તે મછવામાના માણસો, અને તે વહાણમાના ખલાસીઓ ખુશાલીથી બોલી ઉઠયા, હુરા ! હુરા ! ખુશાલી ! ખુશાલી ! બૅાબી સલામત છે ! શાર્ક મરી ગઇ છે ! હુરા ! હુરા !

## A NOBLE BOY.—એક ભલો છોકરો.

૧. તે બાયડી ઘરડી અને નાતવાન અને સફેદ બાળવાળી હતી, અને શિયાળાના દિવસની ઠંડીથી વાકી વળી ગયલી હતી. મહોલ્લો તરતના પડેલા બરફથી ભીંજાયલો હતો, અને તે બાયડીના પગ થાકેલા અને .ધીમા હતા. તેણી એકલી, કોઇની પણ સંભાળ વગર તે ટોળામા, જ્યાં બે રસ્તા મળે ત્યા ઉભી રહી અને લાંબો વખત સુધી ખોટી રહી (૨) મહોલ્લામાથી હસાહસ અને પોકાર સાથે, નિશાળ છુટવાના છુટાપણાની ખુશાલીમા, છોકરાઓ એક મેંઢાના ટોળાની માફક, ઢગળા થયલા સફેદ અને ઉંડા બરફને આવકાર દેતા આવ્યા. આવી બુઢી અને સફેદ વાળવાળીં બાયડી આગળથી તે છોકરાઓ પોતાને માર્ગે ઉતાવળે ચાલી ગયા, અને

આવી ગરીબ, આવી બીહકણ, અને હાલવા ચાલવાને બીહતી બાયડીને મદદનો હાથ આપ્યો નહિ (૩) આખરે તે આનંદી ટોળામાથી એક, કે જે તે આખા ટોળામા સૌથી આનંદી હતો, તે આવ્યો, તે તેણીની આગળ ઉભો રહ્યો, અને ધીમેથી બડબડયો, જો તમે પેલે પાર જવા માગતા હોવ તો હુ તમને મદદ કરીશ તેણે તે ધ્રુજતા પગોને રસ્તો બતાવ્યો, તેના પોતાના પગો મકકમ અને મજબુત હતા, તેથી તે મગરૂર થયો (૪) ત્યારપછી તે પાછો પોતાના મિત્રો આગળ ગયો, તેનુ નાનુ હૈયુ સુખી અને તદ્દન સતોષી હતુ છોકરાઓ તમે જાણો છો કે તેણી ઘરડી, અને ગરીબ અને ધીમી છે તે જોતા તે કોઇની માય છે અને હુ આશા રાખુ છુ કે કોઈ શખસ મારી માયને મદદ કરશે—તમે સમજો છો—જો તેણી કદી ગરીબ, અને બુઢી અને સફેદ વાળવાળી હોય, અને જ્યારે તેણીનો પોતાનો વહાલો દીકરો ઘણે દુર હોય (૫) અને તે કોઇની માયે તે રાત્રે પોતાના ઘરમા પોતાનુ માથુ વાકુ વાળ્યું, અને તેણીએ જે બદગી કરી હતી તે એ હતી કે 'ઓહા, તે ભલો છોકરો કે જે કોઇનો દીકરો અને મગરૂરી અને ખુશાલી છે, તેના ઉપર માયાળુ થજે.

## THE TRUNK OF THE ELEPHANT.—હાથીની સુંઢ.

૧ હાથીની લાબી સુઢ કળા અને ચતુરાઇનો અજાયબ જેવો દાખલો છે ચોપગાં જનાવરની ગરદન, મુશકેલી વગર તેઓના ખોરાક આગળ પહોચવાને તેઓને શકિતવાન કરવાને માટે ઘણુ કરીને લાબી હોય છે, પણ હાથીને પોતાના મોટા માથા અને ભારી દંતુશળનો ભાર વધારે સહેલાઇથી ટેકવવાને શકિતવાન કરવાને માટે, એક ટુકી ગરદન હોય છે ખોરાક મેળવવાની મુશ્કેલી તેની લાબી સુઢથી અજબ જેવી રીતે દુર થાય છે (૨) હાથીની સુઢ. જેમ બીજા પ્રાણીઓને ગરદન છે, તે સમાન છે તે વળી તેને માટે નાક છે, કારણ કે તેને છેડે એક પ્યાલા જેવો પોકળ ભાગ હોય છે, કે જેના તળીયામા બે કાણા અથવા નસકોરા હોય છે, જે વડે તે પ્રાણીઓ સુઘે છે અને દમ લે છે (૩) તે વળી (તેને માટે) હાથ, અને આખો હાથ પણ છે, કે જેથી કરીને એમ કહેવાયલુ છે કે હાથી પોતાનુ નાક પોતાના હાથમા રાખે છે, અને વળી એમ પણ કહેવાય કે તે પોતાના હાથ વડે દમ લે છે જો આપણે આપણા હાથ વડે દમ લઈએ તો તે આપણને કેવુ નવાઇ જેવુ લાગે (૪) સુઢને છેડે આશરે પાચ ઇચ લાબો એક નવાઇ જેવો ભાગ છે, જે એક આગળી બને છે (ગરજ સારે છે) આ આગળી વડે તે પ્રાણી જમીન ઉપરથી એક ટાકણી કે સૌથી નાનો સિકકો ઉચકી શકે છે, તે ભાજીપાલો અને ફુલ ચુટી કાઢી શકે છે, અને તેઓને એક પછી એક લઇ શકે છે, તે ગાઠ છોડી શકે છે, તે કુચી ફેરવીને અથવા અડગરા હટાવીને દરવાજા ઉઘાડ બધ કરી શકે છે, અને આ આગળી વડે, એક હાથીને, એક કલમ જેવા નાના હથિયારથી, અક્ષરોના જેવા નિયમિત નિશાનીઓ કરતા શીખવવામા આવ્યું છે. (૫) એક પુખ્ત ઉમરના હાથીની સુઢ આશરે આઠ ફીટ લાબી હોય છે જેમ તે પ્રાણીને ગમે તેમ તે વધારે ટુકી અથવા વધારે લાબી થઇ શકે છે, અને બની શકતી દરેક દીશાએ તે ઘણી સહેલાઇથી હલાવી શકાય છે તેને એટલુ તો મોટુ જોર હોય છે કે તે તે વડે એક માણસને નીચ તોડી પાડી શકે છે, અને મધ્યમ કદના ઝાડને મૂળમાંથી ઉખેડી નાખી શકે છે.

## THE SAILOR AND THE BIRDS.—ખલાસી અને પક્ષીઓ.

૧ ઘણા વરસની વાત ઉપર જ્યારે ફ્રાંસ અને ઇંગ્લાડ લડાઇમા ઉતર્યા હતા, ત્યારે શિપાઇઓ અને ખલાસીઓ બેઉને વારવાર કેદી બનાવવામા આવતા હતા એક અગ્રેજી ખલાસીને કેટલાક વર્ષસુધી ફ્રેન્ચ બધીખાનામા કેદ કરવામા આવ્યો હતો, પણ પાછી સલાહ થતા તેને છુટો કરવામા આવ્યો હતો. (૨) લંડન પહોચ્યા પછી તે એક દિવસ, જે પુલોથી, તેમ્જ નદીને એક પારથી બીજે પાર જવાય છે, તે પુલોમાના એકની નજદીકથી પસાર થતો હતો અને તે એક માણસ આગળ આવી લાગ્યો, કે જેની પાસે સખ્યાબંધ પક્ષીઓ વેચવાને માટે હતા. (૩) જૅક પોતે બધીખાનામા લાબા વર્ષો ગુજાર્યા હતા, તે યાદ આવવાથી તે નાના પ્રાણીઓને આ પ્રમાણે બધ કીધેલા જોવાનુ સાખી શકયો નહિ; તેથી તેણે તે પીજરૂ અને સઘળા પક્ષીઓ ખરીદ કર્યા ! તે માણસ અજાયબ થયો કે તે એટલા બધા પક્ષીઓને શું કરવા માગે છે (૪) પોતાના ખરીદ કીધેલા પક્ષીઓને લઇને ચાલી જવાને બદલે જૅકે તે પીજરાનો દરવાજો ઉઘાડયો, અને એક પછી એક પક્ષીઓ બહાર કાઢયા, અને તેઓને ઉડી જવા દીધા (૫) તે પક્ષી વેચનાર અજાયબ થયો આવુ મુર્ખાઇ ભરેલુ કામ કરવાને માટે તે જૅકને ઠપકો દેવા લાગ્યો, પણ જૅક માત્ર હસ્યો, અને જ્યાસુધી દરેક પક્ષી ઉડી ગયુ, ત્યાસુધી તેઓને ઉડવા દેવાનુ ચાલુ રાખ્યુ (૬) જૅક આખરે બોલ્યો, "હુ તમને કહીશ કે શુ જેટલો વખત એક બદીખાનાના સળીયાની અદર હુ બધ પડેલો હતો, તેટલો વખત જો તમે બધ પડેલા હતે, તો તમે પણ આ પક્ષીઓને છુટા મેળાયલા જોવામા મજાહ મેળવતે" (૭) બે નાના છોકરાઓ તે ખલાસીની નજદીક ઉભા હતા, અને જ્યારે જૅક ચાલી ગયો, ત્યારે તેઓએ દીલોજાનની ભરેલા ખુશાલીના પોકાર કર્યા (૮) તે ખુશમીજાજી ખલાસીએ ઘણો ખુશી થઇને પછવાડે જોયુ. તેણે પોતાની ટોપી ઉતારી અને તે છોકરાઓ તરફ હુરા કરીને પોકાર કર્યો, કે જે છોકરાઓ ખલાસી અને પક્ષીની વાત બીજાઓને કહેવાને પોતાને રસ્તે ગયા.

## IS IT RIGHT?—શુ તે ખરૂં છે?

૧. ઍલિસ—એડવર્ડ, જ્યારે આપણે કાઇ ચીજ કરવાના હોઇએ, ત્યારે એક સવાલ હમેશા આપણે પોતાને પુછવો જોઇએ, અને જો માત્ર આપણે તે પુછયે, અને તેનો પ્રમાણીકપણે જવાબ આપ્યે, તો તે આપણને ઘણો ઉપયોગી થઇ પડશે એડવર્ડ.—અને ઍલિસ તે શુ છે? મને તે જાણવા ગમે છે ઍલિસ—તે આ છે—શું તે ખરૂ છે? એડવર્ડ—ખચીત, તે એક ઘણો ટુકો સવાલ છે, અને હુ ધારૂ છુ કે તે એક ઘણો સારો સવાલ છે ઍલિસ—હા, તે છે, અને તોપણ મને ધાસ્તી લાગે છે કે જેવી રીતે તમને તે લેખવો જોઇએ, તેવી રીતે તમે તેને હમેશા લેખ્યો નથી. એડવર્ડ—ખરેખર! કયારે નહિ? ઍલિસ—મને બધા દાખલા યાદ નથી, પણ હુ ધારૂ છુ કે હુ બે ત્રણ જણાવી શકુ એડવર્ડ—હુ જાણવા માગુ છુ કે તે શું છે ઍલિસ—ઠીક ત્યારે, તમે ગુસ્સે નહિ થાઓ એવુ વચન આપવુ જોઇએ. એડવર્ડ.—હુ ખચીત ગુસ્સે થઇશ નહિ મારી ખાતરી છે કે હુ ખોટુ કરવા ઇચ્છતો નથી. ઍલિસ—ઠીક, એડવર્ડ, જ્યારે માએ તે દહાડે તમને કામે જવા કહ્યુ, ત્યારે તમે તેણીને કહયુ કે તમે જવા માગતા નથી, અને તમે તેણીને કહયું કે તેણી મેરીને કાય નથી મોકળતી. એડવર્ડ—તેનું કારણ એ કે હુ મારા ભમરડા સાથે રમવામા રોકાયલો હતો ઍલિસ.—પણ એડવર્ડ, તેમ કહેવુ તમારે માટે વાજબી હતુ? માત્ર વિચાર કરો કે આપણી વહાલી માય આપણા તરફ કેટલી માયાળુ છે—તેણી આપણા ભલાને માટે કેટલી બધી ચીજો કરે છે? એડવર્ડ.—હા, હું જાણું છું કે માય ઘણી

માયાળુ છે, અને આપણને દરેક રીતે તેણીને તાબે થવુ જોઇએ અને મદદ કરવી જોઇએ, પણ તે વખતે મેં તેનો વિચાર કર્યો ન હતો ઍલિસ—તે બરાબર છે. તમે વિચાર કીધો નહિ, તમે પોતાને પુછ્યું નહિ, કે "મારી માયને મદદ કરવાને નારાજી થવુ મારે માટે વાજબી છે? અને તમે જાણો છો કે ગઇ કાલે તમે તમારા નાના ભાઇ સાથે ગુસ્સે થયા હતા એડવર્ડ, શું તે ખરૂ હતું? એડવર્ડ—નહિ ઍલિસ, તે ખરૂં ન હતુ, પણ ખરી વાત એ છે કે જ્યારે હું એક વાત વાચતો હતો, ત્યારે તેણે મને પજવ્યો, અને મે વિચાર કર્યો તેની આગમજ મે તેને આચકો માર્યો. તેમાં મારી ભૂલ હતી. અને હું ઘણો દલગીર છું. ઍલિસ.—હું બીજી એકજ ચીજ જણાવીશ, કે જે મને હમણા યાદ આવે છે થોડા દહાડાની વાત ઉપર જ્યારે શિક્ષકે તમને એક સવાલ પુછયો, ત્યારે તમને તમારી ચોપડીમા ઘણી ચોરી છુપીથી જોતા મેં તમને જોયા હતા. એડવર્ડ—તેનુ કારણ એ કે મને જવાબ યાદ આવી શકયો નહિ. હું નહિ ધારતો કે તેમા કાઇ ખોટું હતું ઍલિસ—કાંય એડવર્ડ, તમે એમ કેમ કહી શકો? તે ખચીત તમારા શિક્ષકને ઠગવા બરોબર હતું, અને જ્યારે તમને તમારો પાઠ આવડતો ન હતો, ત્યારે તમને તે આવડતો હતો એમ તેની પાસે મનાવવા બરાબર હતુ. ભાઇ શુ તે બરાબર હતું? એડવર્ડ—નહિ ઍલિસ, તે બરાબર ન હતું; પણ મેં તેનો વિચાર કર્યો ન હતો. મને કહેવા માટે હુ તમારો ઉપકાર માનુ છું અને હવે હુ વચન આપુ છુ કે જયારે કાઇ કરવાને હુ લલચાઇશ ત્યારે હુ શરૂ કરવાની આગમજ હમેશા પુછીશ, શુ તે ખરૂ છે? ઍલિસ.—અરે એડવર્ડ, તમને એમ કહેતા સાભળીને મને ઘણી ખુશાલી લાગે છે, અને જો જેમ તમે વચન આપો છો તેમ તમે માત્ર કરશો, તો તમે તેથી ઘણા વધારે સુખી થશો.

## THE ENGLISH GIRL AND HER AYAH.

### અંગરેજ છોકરી અને તેણીની આયા.

૧. હિંદુસ્તાનમા એક નાની અંગ્રેજ છોકરી એક દહાડો, એક જંગલની કિનારીની નજીક પોતાના બાપના તંબુની બહાર રમતી હતી, તેણીનુ ધ્યાન એક સુંદર નાના હરણના બચ્ચાથી ખેચાયું, કે જે એટલું તો નાનું જણાયુ કે આમ તેમ દોડી શકયું નહિ, અને જે પોતાની નરમ કાળી આખોથી તે બચ્ચા તરફ બીકણપણે તીકીને જોતુ ઉભું હતુ (૨) તે છોકરી તેની આગળ ચાલી, પણ તે હરણનુ બચ્ચું બીધેલા દેખાવ સાથે પાછુ હટયું અને નાસી ગયું તે બાળક તેની પુઠે ગયું, પણ તે હરણનુ બચ્ચું તરતજ જંગલના ઉંચા બરૂના રોપા અને ઘાસમા છુપાઈ ગયુ (૩) જ્યારે તે છોકરીની આયા આગળથી પોતાને સોપવામાં આવેલી છોકરી જતી રહી, ત્યારે તેણી ઉતાવળે તેણીની પુઠે દોડી. પણ તે બાળક તે હરણના બચ્ચાની પુઠે દોડવામા એટલી તો આતુર હતી, કે તે આયાએ તેણીને પકડી પાડી, તે આગમજ તેણી તંબુથી કેટલેક દુર નીકળી ગઇ હતી. તે છોકરીને પોતાના હાથમા લઇને તેણીએ પાછા ફરવાની કોશેશ કીધી, પણ આસપાસ ઘાસ અને બરૂના રોપા એટલા તો ઉંચા ઉગ્યા હતા, કે તેણી ભાગ્યેજ પોતાની આગળ બે વારને છેટે જોઇ શકી. (૪) તેણી પોતાના હાથમાં તે નાના બાળકને લઇને કેટલાક પગલા ચાલી; ત્યારપછી ઉભી રહી ગઇ, અને બીધેલા દેખાવ સાથે આસપાસ જોયુ. તે બીચારી હિંદુ આયા બોલી ઉઠી, આપણે ભૂલા પડયાં છીયે, એક ભયંકર જંગલમા ભુલાં પડયા છીયે! તે સુનેરી બાળવાળી છોકરીએ કહયું. (૫) મોતી એટલી બધી બીના, ખોદા આપણો બચાવ કરશે, અને પાછા ફરવાનો આપણને રસ્તો બતાવશે. (૬) તે નાની છોકરીને જણાઇ શકયું કે જેમ તે હિંદુને જણાયું નહિ કે તે એકાંત જંગલમા પણ એક મોટો અને વહાલો

મિત્ર તેણીની નજદીક હતો. તે આયાએ ફરીથી પોતાનો રસ્તો શોધી કાઢવાની કોશેશ કીધી; ફરીથી તેણી ધાસ્તીમા રોબી. (૭) એક ધુરકવાના જેવો પેલો અવાજ શુ હતો, કે જેથી તેણી ચોકી ઉઠી, અને પોતાના હાથમા તે નાની છોકરીને વધારે મજબુત પકડીને ધાસ્તીમા જમીન ઉપર બેસી ગઇ. જે દીશાએથી તે ભયંકર અવાજ આવ્યો, તે દીશા તરફ એકી ટગરે જોવાને બેઉ જણા ફર્યા. (૮) તે હીલતા ઘાસની ઉપર એક બંગાલી વાઘનુ ચટા પટાવાળું માથું જોઇને તેઓને કેટલી ધાસ્તી લાગી હશે! તે આયાએ એક ધાસ્તી ખાધેલી ચીચીયારી પાડી; અને તે નાની છોકરીએ પોતાને બચાવવાને માટે ખોદાને પોકાર મારીને કહ્યું. (૯) જ્યારે તે ઝાડીમા એક બંદુકનો ઓચિતો અવાજ ગાજી નીકળ્યો, અને તેની પુઠે બીજો અવાજ નીકળ્યો, ત્યારે તે પોકારનો તુરતને તુરત જવાબ જણાયો; અને તે વાઘ પ્રાણઘાટક રીતે જખમી થઇને જમીન ઉપર આળોટતો અને તરફડીયા મારતો પરયો (૧૦) એદિથ, કારણ કે તે પેલી છોકરીનુ નામ હતુ, તેણે ત્યારપછી શું થયુ, તે કાઇ જોયું નહિ. ધાસ્તીથી બેભાન બનીને, તેણી પોતાની ધ્રુજતી આયાના હાથમા પડી હતી (૧૧) તે તેણીનો બાપ હતો, કે જેને ખોદાએ તેઓના બચાવને માટે મોકળ્યો હતો તે નાની છોકરીને પોતાના હાથમા ઉંચકી લઇને, તે તેણીને પાછો તબુમા લઇ ગયો; જે ચાકરો, તેના પગલાની પુઠે પુઠે આવ્યા હતા, તેઓને તે મુવેલા વાઘને લાવવા મુકી ગયો

## HALF THE PRICE.—અરધી કીમત.

૧. એક અમીર, જે દરિયે કિનારેથી ઘણે દુર એક કિલ્લામા રહેતો હતો, તે પોતાના લગનની ખાણી પીણી કરવાની તૈયારીમા હતો. તે મોટા ટાકણાને માટે પુષ્કળ ગોસ, શીકાર અને ફળ હતા, પણ કાઇ માછલી ન હતી, કારણ કે દરિયો ઘણો તોફાની હતો (૨) તોપણ ખાણી પીણીની સહવારેજ એક ગરીબ માછી એક મોટી ટરબૉટ માછલી લઇને તે કિલ્લામા આવ્યો તે ઘરમા ઘણી ખુશાલી હતી, અને તે માછીને પોતાની પકડેલી માછલી સાથે મોટા ઓરડામાં લાવવામા આવ્યો, કે જ્યા તે અમીર પોતાના પરોણાની વચમા બેઠો હતો (૩) તે અમી કહ્યુ, એક સુંદર માછલી. તમે તમારીજ કિમ્મત નકકી કહો, તમને તરતજ આપવામા આવશે. તમે કેટલી કિમત માગો છો? (૪) મારા મુરબ્બી, એક પેની પણ નહિ. હું પૈસા લઇશ નહિ. મારી ઉઘાડી પીઠ ઉપર એક સો ચાબકના ફટકા તે મારી માછલીની કિમત છે. હુ તે સંખ્યા માથી એક ઓછો લઇશ નહિ (૫) તે અમીર અને તેના પરોણાઓ ઘણા અજાયબ થયા; પણ તે માછી સમજ્યો નહિ. તેઓએ તેની સાથે ફોકટમા તકરાર કીધી. આખરે તે અમીરે કહ્યું. (૬) ઠીક, ઠીક, આ માછીનો એક અજાયબ જેવો ફાટો છે, પણ આપણને તે માછલી લેવીજ જોઇએ. તેથી ધીમેથી મારજો, અને તે કિમત આપણી હાજરીમા આપવા દો. (૭) પચાસ ફટકા માર્યા પછી તે માછી બોલ્યો, સબર સબર, આ કામમા મારો એક ભાગ્યો છે, અને તે વાજબી છે કે તેને તેનો ભાગ મળવો જોઇએ (૮) તે અમીરે કહ્યુ, શુ દુન્યામા બે એવા મુર્ખાઓ છે? તે કયાથી મળી આવશે? તેનું નામ કહો, અને તેને એકદમ તેડાવી મંગાવવામા આવશે. (૯) તે માછીએ કહ્યું, તમારે તેને માટે દુર જવું ન જોઇએ. તમને તે તમારા પોતાના દરવાજા આગળ તમારા પોતાના દરબાનના રૂપમા મળશે. જ્યાસુધી મે તેને વચન આપ્યુ કે માછી ટરબૉટને માટે મને જે મળશે તેનો અરધો ભાગ તેને મળશે, ત્યાસુધી તેણે મને પસાર થવ દીધો નહિ. (૧૦) તે ઉમરાવે કહ્યું, અરે નહિ, તેને એકદમ ઉપર લાવો; તેને તેનો અરધો ભાગ સંપુર્ણ ધનસાફ સાથે મળશે. (૧૧) તેટલા માટે તે દરબાનને ઉપર લાવવામા આવ્યો

અને તેને તે સાટાનો અરધો ભાગ લેવો પડયો. ત્યારપછી તેને તે અમીરની ચાકરીમાંથી કાઢી મૂકયો, અને તે માછીને પુરતો બદલો આપવામા આવ્યો.

## THE DUN COW.—ભુરા રંગની ગાય.

૧. ઍલફ્રેડ જ્યારે પોતાની બહેન સાથે ફરતો હતો, ત્યારે ખેતરમા ડૅનડિલાયન ફુલના મઠાળાને પોતાની નેતર વડે કાપી નાખતો બોલ્યો, હા, મેરી, હવે હુ ઘરમા છું, તેથી તમે મારી સાથે ગમે ત્યા ફરો, અને કાઇ બીહો ના જો એક, બે, અથવા અરધી ડજન ચોરો હમણા આપણા ઉપર હુમલો કરે, તો હુ —(૨) મેરી એકાએક બોલી ઉઠી, અરે વહાલા, હુ ભૂલી ગઇ કે આ તે ખેતર છે, કે જેમા ખેડુત પેલી ખરાબ ભુરા રગની ગાય રાખે છે! ત્યા તેણી છે! તેણીએ આપણને જોયા છે! જ્યારે તે ભુરા રગની ગાય, તેઓની તરફ ટાકેલા શીગડા સાથે અને હવામા પુછડી ઉભી કરીને તેઓની તરફ ધસી આવી, ત્યારે ઍલફ્રેડ બુમ પાડી ઉઠયો. (૩) દોડો તમારી જીદગીને ખાતર દોડો બેઉ છોકરાઓ, એક સીડી જે ઘણુ દુર ન હતી, તે તરફ જતા, પોતાની બનતી ઝડપે દોડયા (૪) બીચારી મેરી બોલી ઉઠી, સબર ભાઇ, સબર! એક કાટાની ઝાડીમા મારૂ બદીયાન ભેરવાઇ ગયુ છે મને છુટી કરો,—અરે મને છુટી કરો! (૫) જે માત્ર જવાબ આવ્યો, તે પેલી ગાય તરફનુ એક બરાડતુ હતુ, જેથી ઍલફ્રેડ વધારે ઝડપથી દોડયો, અને તેથી મેરી એટલી તો બીધી કે તે કાટાની ઝાડીમા અરધો વાર લેસ રહેવા દઇને તેણીએ પોતાનુ બદીયાન ઘણાજ જોરથી ખેચ્યુ (૬) હાફતી તેણી તે સીડી આગળ પુગી અને એક પળમા ચઢી જઇને સલામત બાજુએ પોતાના ભાઇને જઇ મળી તે ખરાબ સ્વભાવની ગાયે તે છોકરાઓને પોતાના શીગડાની હદની બહાર જોઇને બીજી વાર બરાડ મારી. (૭) ઍલફ્રેડ તે અવાજથી હટી જઇને બુમ પાડી ઉઠયો, તે બરાડ મારીને તે શુ કહેવા માગે છે? કારણ કે ચોરો નહિ હોય ત્યાર તેઓની સામે તે ગમે તેટલો બહાદુર હોય, પણ તે એક ગાયથી ઘણોજ બીતો હતો (૮) મેરી, જેણીની ધારતી દુર થઇ હતી, તે હસીને બોલી, મને શક લાગે છે કે તેણીનુ બરાડવાનો અર્થ, તે કથામા રીછે મુસાફરને જે કાનમા કહ્યુ, તેના જેવોજ થાય છે, હિમ્મત કામથી સાબેત થવી જોઇએ, નહિ કે શબ્દોથી (૯) મને તમને રીછ અને મુસાફરની વાત કહેવા દો એક વાર બે માણસો જેઓ મુસાફરીએ જતા હતા, તેઓને એક જગલમાથી પસાર થવું પડયુ. એકે કહ્યુ મને બીક લાગે છે કે આપણને જગલી પશુઓ મળશે, હુ જમીન ઉપર તેઓના પગલાની નિશાની જોઉ છુ (૧૦) બીજો, કે જેનુ નામ ફ્રૅાગાર્ટ હતુ, તે બોલી ઉઠયા, કાઇ બી ના, હુમલો થશે તો આપણ મરદની માફક એક એકની પાસે ઉભા રહીશુ મારો એક મજબુત હાથ, એક જોરાવર હૈયુ છે, અને—(૧૧) જ્યારે પાસેની ઝાડીમાથી એક ધીમો ઘુરકવાનો અવાજ સભળાયો, ત્યારે પહેલો બોલી ઉઠયો, સાભળો. એક પળમા ફ્રૅગાર્ટ જે હલકો અને ચપળ હતો, તે, પોતાનો દોસ્ત, જે એકલો ભયની સામે થવાને એટલો બધો ચપળ ન હતો, તેને રહેવા દઇને એક ખીસકોલીની માફક ઝાડઉપર ચઢી ગયો! (૧૨) પણ કવિકઉવિટની સમય સુચકતા તેને છોડી ગઇ નહિ તેનાથી લડી શકાતુ ન હતુ, તેનાથી દોડી શકાતુ ન હતુ, પણ તે જમીન ઉપર ચટોપાટ સુઇ ગયો, અને તદન મુવેલો દેખાવાને માટે પોતાનો દમ બંધ કરી રાખ્યો. ઝાડીમાથી એક મોટુ રીછ ધશી આવ્યુ, અને એકદમ બીચારા કવિકઉવિટ તરફ ચાલી આવ્યુ, જ્યારે ફ્રૅગાર્ટ, કે જે હવે તે રીછથી પુગાય નહિ તેટલે ઉચે હતો, તેથી ખુશી થઇને ઝાડ ઉપરની પોતાની બેઠક ઉપરથી ધુજતો નીચે જોયુ (૧૩) જ્યારે

તે રીછે પોતાનું મોઢું તેના કાનની નજદીક લાવીને તેનો ગરમ દમ તેને લાગી શકે એટલે નજદીક આવીને, તેને આખે દીલે સુધી જોયો, ત્યારે કવિકઉવિટની લાગની શુ હશે તેની કોઇ અટકળ બાધો. પણ કવિકઉવિટ ચોકયો પણ નહિ અને હાલ્યો પણ નહિ અને તે રીછે તેને મુવેલો ધારીને તેને તદન ઇજા કર્યા વગર રહેવા દઇને પાછો ઝાડીમા દોડી ગયો (૧૪) જ્યારે ગ્રૅગાર્ટે જોયુ કે ધાસ્તી ખલાસ થઇ, ત્યારે તે ઝાડ ઉંપરથી હેઠે આવ્યો પોતાની હીચકારી વર્તણુકથી જરા શરમાઇને તેણે તે બાબદ મશકરીમા પસાર કરી દેવાની કોશેશ કીધી તેણે કહયુ, ' ઠીક, મારા મિત્ર કવિકઉવિટ, જ્યારે તે રીછે તમારા કાનમા કહયુ, ત્યારે તેણે શુ કહયું ? કવિકઉવિટે જવાબ આપ્યો, તેણે મને, હિમ્મત કામથી સાબેત થવા દેવા કહયુ, અને નહિ કે શબ્દોથી, અને તમારા જેવા પતરાજીખોર ઉપર કદી ભરોસો મેળવા ના કહયુ.

## THE LOST THIMBLE.—ખોહવાયલી અંગુઠી.

મેરી.—સારાહ, હુ ઇચ્છુ છુ કે તમે મને તમારી અગુઠી વાપરવા આપો, જ્યારે મને મારી જોઇએ છે, ત્યારે મને તે કદી જડતી નથી. સારાહ—હુ તમને તે વાપરવા આપવા ખુશી છુ ; પણ હુ ઇચ્છુ છુ કે તમે મને કહો કે જ્યારે તમારી કાઇ ચીજ ગુમાઇ જાય છે, ત્યારે તમે હમેશા મારી આગળ કાય આવો છો ? મેરી.—કારણ કે તમે તમારી ચીજો કદી ગુમાવતા નથી,- તે કયાથી શોધી કાઢવી તે તમે હમેશા જાણો છો સારાહ— અને તમારા ધારવાપ્રમાણે મારી ચીજો કયાથી શોધી કાઢવી તે હુ હમેશા કેમ જાણુ છુ ? મેરી—હુ કેમ કહી શકુ ? જો હુ તે જાણુ તો હુ મારી પોતાની ચીજો શોધી કાઢવાની કોઇ કોઇ વખત કોશેશ કરૂ સારાહ.—જો મારો ભરમ તમે સાભળો તો હું તે તમને કહીશ. દરેક ચીજને માટે હુ એક જગા રાખું છું, અને એક ચીજ વાપરી રહયા પછી, હુ તેને બરાબર જગાએ મુકુ છુ, અને તેને આમતેમ ફેકાવનિ માટે અને ગુમાવાને માટે કદી રહેવા દેતી નથી. મેરી—મારી ચીજો ઉચી મૂકવાને માટે મને કદી વખત મળી શકે નહિ. અને જેવો કોઈ એક ચીજ વાપરી રહયો, કે જાણે તેની જીદગીનો આધાર તેના ઉપર હોય તેમ દોડી જઇને તેને કોણ ઉચે મૂકવા માગે છે ? સારાહ.- તમારી જીદગી તેના ઉપર આધાર રાખતી નથી, પણ તમારી સગવડ તેના ઉપર આધાર રાખે છે. મને તમને પુછવા દો કે એક ચીજ ગુમાયા પછી તેની શોધ કરવી, અથવા તમારા મિત્રો પાસે તે ઉછીની માગવી, તેના કરતા તેને તેની બરાબર જગાએ મૂકવામા કેટલો વધારે વખત લાગશે ? મેરી—ઠીક, સારાહ, તમે ખાતરી રાખજો કે હુ તમારી પાસેથી કદી ઉછીનુ માગીશ નહિ. સારાહ.—કાય મેરી, હુ આશા રાખુ છું કે તમે ગુસ્સે થયા નથી. મેરી.—નહિ, પણ મને શરમ લાગે છે, અને મે તમારી માફક દરેક ચીજને માટે એક જગા રાખવાનો, અને દરેક ચીજને તેની જગાએ મૂકવાનો ઠરાવ કર્યો છે. છોકરાઓ અને છોકરીઓ ! આ કાયદો ધ્યાનમા રાખજો દરેક ચીજને માટે એક જગા, અને દરેક ચીજ તેની જગાએ.

## ELEPHANT STORIES—હાથીની વાર્તાઓ

(૧) સીલોનના ટાપુમા જગલી હાથીના મોટા ટોળા હોય છે. ઘણાઓને પકડવામા આવે છે અને પાળવામા આવે છે, અને પુલો ઘરો અને દેવળો બાધવામા મદદ કરવાને ઉપયોગમા લેવામા આવે છે. (૨) મુસાફરો આપણને કહે છે કે તેઓમાના કેટલાક માણસના જેવાજ પોતાના કામની સફાઇને માટે સાવચેત રહે છે. એક હાથીએ એક પથ્થરનું ચોસલુ સીધું મૂકયું છે કે નહિ તે જોવાને થોડાક વાર પાછળ હટતો તે એક વાર જોવામા આવ્યો હતો, અને ત્યારપછી

દેખાઇતી રીતે સતોષ ન પામીને તે પાછો ફર્યો, અને તેને તેની બરાબર જગાએ હડસેલ્યો (૩) થોડાક વર્ષની વાત ઉપર સીલોનમા એક ઇજનેરને, ટેકરી અને જગલો, કે જ્યા રસ્તા ન હતા, તે ઉપરથી લગભગ બે માઇલથી પાણી લઇ આવવાને માટે નળીઓ મૂકવાની હતી તેના કામમા તેને મદદ કરવાને માટે તેને કેટલાક હાથીઓને કામે લગાડવા પડયા, અને તે હાથી ઇજનેરાએ જે રીતે પોતાનુ કામ કીધુ તે તપાસવાના કરતા કાઇપણ વધારે રમુજી ન હતુ (૪) તે ભારે નળાઆમાની એક ઉચકીને, અને તેને પોતાની સુઢમા સમતોળ રાખીને, દરેક પ્રાણી પોતાનો બાજો લઇને કુચ કરતુ હતુ, અને દરેક અડચણ ભરેલી જગા ઉપરથી જે જગાએ તે મૂકવાની હતી, ત્યા તેને સહીસલામત લઇ જતો હતો જ્યારે તે તે જગાએ પહોચતો, ત્યારે તે ગુટણમ ડાય બસતો, અને જ્યા તે હાકનાર ઇચ્છતો, ત્યાજ બરાબર તે નળી મુકતો (૫) અજવાર જ્યાર તે હાથીઆમાના એકને, જે નળાઆ તે લાવ્યો હતો, તેમાની એકને બીજામા બેસાડવાનુ મુશ્કેલ માલમ પડયુ, ત્યારે તે નળીના છેડા આગળ ગયો, અને તેનો આગળો ભાગ તેના સામે મુકીને, તેને તેની બરાબર જગાએ તરતજ હડસેલી દીધી (૬) કેટલાક વર્ષના વાતઉપર બાથ બાતે જગલી હેવાનોના એક તમાશામા એક મોટો સારા સ્વભાવનો હાથી હતો તે તમાશા જાવાને જે ટોળુ ગયુ તેમા એક ભઠીયારો હતો તેને એક પુરી આપવાનો ઢોગ કરીને અને ત્યારપછી પોતાના હાથ ખેચી લઇને તે હાથીને ચીડવવાનુ તેણે હુશીયારી ભરેલુ ધાર્યુ (૭) તે હાથીએ આ કેટલોક વખત સુધી બરાબર ખમ્યુ, પણ આખરે તે ગુસ્સે થયા પોતાની સુઢ પાજરાની બહાર મુકીને, તેણે તે ભઠીયારાને કમરમાથી પકડયો, તે વજારને મહાગ તેને ઉચકયા, અને તેનુ માથુ મોટા જોરથી છાપરા સાથે અફાળ્યુ (૮) દરેક જણે ધાર્યુ કે તે માણસને મારી નાખવામા આવશે, પણ એકાએક તે હાથીએ પોતાની સુઢ ઢીલી કીધી, અને લોકોના બરાબર વચમા તેને છાપરા ઉપરથી જમીન ઉપર નાખ્યો ત્યા તે એક બે મિનિટ સુધી અરધો મુવલો દખાતો પડી રહ્યો, પણ જ્યારે લોકો તેના આગળ આવ્યા, ત્યારે તે ઉભા થયા, અને જાણે કે કાઇ બન્યુ ન હોય તેમ તે ચાલી ગયો (૯) જો કે તે ઘણો બાદો તોપણ તેને ઇજા થઇ ન હતી, પણ તમે ખાતરી રાખજો કે તેણે ફરીથી હાથીઓ સાથે ઠગાઇ રમવાની કદી કોશશ કીધી નહિ.

## DREAMING SUSY.—સ્વપ્નો જોતી સુસી.

૧ સુસીએ વિચાર્યુ કે જો હુ એક મહેલમા રહેતી હતે અને મારી એક પરી ધર્મમાતા હતે તો કેવુ સારૂ! એક વાર એક શાહાજાદી હતી, જેની ધાટકી સાવકી માયે તેણીને એક ઓરડામા મુકી, કે જ્યા પીછાના એક મોટા ઢગલા હતો તેણીએ કહ્યુ કે આ સો જુદી જુદી જાતના પક્ષીના પીછાછે, અને રાત અગાઉ તમારે તે છુટા પાડવા જોઇએ, અને દરેક જાત એકલી એક જુદા ઢગળામા મુકવી જોઇએ, નહિ તો તમે મરી જશો. તેથી તે ગરીબ શાહજાદી રડી અને રડી (૨) જોન્સએ કહ્યુ, સુસી, સુસી, તમે હવાઇ કિલ્લા બાધો છો, તમે બીલકુલ અભ્યાસ કરતા નથી સુસીએ કહ્યુ, હુ એક પળમા અભ્યાસ કરીશ, અને ત્યારપછી તેણીએ હવાઇ કિલ્લા બાધવાનુ ચાલુ રાખ્યુ. તેથી તે ગરીબ શાહજાદી, જ્યાસુધી આખરે તેની પરી ધર્મમાતા આવી અને ત્રણ વખત પોતાની જાદુઇ લાકડી હલાવી, અને દરેક નાનુ બલુ પીછુ, અને દરેક નાનુ રાતુ પીછુ અકદમ તેની જગાએ ઉડી ગયુ, ત્યાસુધી તેણી રડયા કીધી. (૩) સુસીએ વિચાર્યુ કે હવે જો એકપરી આવે, અને આ પાઠ ઉપર જાદુઈ લાકડી હલાવે, અને દરેક આકડો જ્યા જોઇએ ત્યા ઉડાવે, અને તેની બધી મતલબ મારા ભેજામા ઉતારે, તો કેવુ સરસ થઇ પડે.

ત્યારપછી જ્યારે હું પાઠ બોલી રહું ત્યારે શિક્ષક કહેશે, મીસ સુસન. તમે વખાણવા લાયક રીતે કર્યું છે; વર્ગમા પહેલા જાઓ, અને—(૪) ડીગ ડોગ, ડીગ ડોગ, સુસી ઉતાવળથી કુદી પડીને બોલી, કાય તે કાઇ નિશાળનો ઘંટ હોય નહિ. જોએ કહયું તે ખરેખર છે, અને લગભગ પોણો કલાક થયો તમે શેખસલ્લીની માફક વિચાર કર્યા કરો છો દશ મિનિટ અગાઉ મેં તમારી અંકગણિત લઇ લીધી, અને તમને તે વિષે કાંઈ ખબર ન હતી (૫) લાલચોળ ગાળ અને આસુથી ભરેલી આખ સાથે સુસી ઉઠી, અને ચોપડીને માટે પોતાનો હાથ લાબો કીધો નિશાળે જતા આખે રસ્તે તેણીએ પોતાના સારા સ્વભાવના ભાઈની મદદથી અભ્યાસ કીધો પણ સઘળુ ફોકટ—વખત ઘણોજ ટુકો હતો, અને તેણીના પાઠની સેવટે, કાઇપણ વખાણ સાભળવાને બદલે, તેણીએ શિક્ષકનો ચહેરો ઘણો ઉદાસ જોયો, અને તેણીને વર્ગને છેડે પોતાની જગા લેવાને મોકલવામા આવી (૬) પણ આ સઘળા તાણાથી સુસી ઉપર કાઇ અસર થયલી જણાઇ નહિ તેજ રાતના જ્યારે તેણી, પોતાની માયે જે થોડુ શીવવાનુ આપ્યુ હતુ, તે લઇને બેઠી હતી, ત્યારે તેણીની સોય તેણીના આગળામાથી પડી ગઈ. અને તેણીની આખ પાછી ખાલી જગાઉપર પડી (૭) જોએ કહયુ, સુસી, હવે તમે શુ કરો છો? ઠીક હુ વિચાર કરુ છુ કે જો મને હાથની ત્રણ જોડ હતે, તો એક જોડ ઓટણ કરતે બીજી જોડ આ દોરી ઉપર સીવતે, અને બીજી જોડ તે સાધાને બખીયો દેતે, અને હમે તે સઘળુ બોલ બોલતામા કરી નાખતે (૮) જો બોલી ઉઠયો, ઠીક મે તેવુ કદી સાભળ્યુ નથી. મને એમ જણાય છે કે વધારે હાથની જોડીને માટ ચીરડાવાના કરતા એક હાથની જોડી વાપરતા આપણને શીખવુ જોઇએ હવે હુ ધારુ છુ કે હુ પણ જરા સ્વપ્નો જોઇશ ધારો કે લોકો દુન્યામા, કાઇપણ હયેળીને આગળા વગર, પોતાના હાથના છેડા તદ્દન લીસા રાખીને આવે, અને ધારો કે દર વખતે જ્યારે તેઓ ઘણા ભલા થાય, અથવા કાઇ મોટી ચીજ કરે, ત્યારે એક આગળુ ઉગી નીકળે (૯) મને શક લાગે છે કે જો કદી તેઓને દસ આગળા થાય તો તેઓ થોડા આભારી થાય! મને અજબ લાગે છે કે આ વખત સુધીમા તમને કેટલા આગળા થતે! હુ જાણુ છુ કે તમે સાઠનો હેત કે તમને બસો કે ત્રણસો હતે, પણ જો તમને આગળી આગળીનો પહેલો સાધો ન હતે તો હુ જરાપણ અજબ થતે નહિ (૧૦) સુસી લાલ થઇ ગઇ, અને પોતાના હોઠ કરડયા, પણ તેને એકપણ શબ્દ કહેવાનો ન હતો સ્વપ્નો જોવાની તેણીની ખરાબ ટેવ સુધારવા આગમજ લાબો વખત નીકળી ગયો, પણ આખરે તેણી સુધરી, અને તેણી ખંતથી કામ કરવા મંડતી, એમ જાણીને કે પક્ષીના પીછા છુટા પાડવાને, અથવા હિસાબ કરવાને અને અભ્યાસ પાઠ કરવાને સૌથી સરસ પરીઓ ધીરજ અને ઉદ્યોગ છે, અને જો કોઇબી નાની છોકરી કે છોકરાને તેઓની ખરેખરી ગરજ હોય, તો તેઓ હમેશા આવવાને તૈયાર હોય છે

## THE OSTRICH.—શાહમૃગ.

૧ પક્ષીઓમા ગુ ગુ કરતુ પક્ષી સૌથી નાનુ અને શાહમૃગ સૌથી મોટુ પક્ષી છે મધમાખી કરતા વધારે મોટાં નહિ એવા ગુ ગુ કરતા પક્ષીઓ હોય છે, જ્યારે શાહમૃગ વારવાર દશ ફીટ ઉંચુ હોય છે (૨) શાહમૃગનુ રહેઠાણ આફ્રિકા અને અરબસ્તાનના રેતાળ રણોમા હોય છે ઍરબોમા તેને તેના ગરદન અને શરીરના આકાર ઉપરથી ઉટનુ પક્ષી કહે છે ઉટની માફક તે રણમા રહે છે, અને પાણી વગર લાબો વખત સુધી જીવી શકે છે (૩) જો કે શાહમૃગને પાખો હોય છે, તોપણ તે એટલી તો નાની હોય છે, કે તેનાથી ઉડાતુ નથી, પણ દોડવામા તે તેઓને પહોળા ટુકા હલ્લેસાની માફક વાપરે છે. તેઓને પહોળી કરીને, અને તેઓને હવામા

ફફડાવીને, તે ઘણી ઝડપથી દોડે છે સૌથી ઝડપમાં દોડનાર ઘોડો તેની સરોબર દોડી શકે નહિ! જેમ બાઈબલમાં કહેલુ છે કે તે પોતે ઉંચે ઉડે છે, તે ઘોડો અને તેના સવારને ધિક્કારે છે. (૪) શાહમૃગનો માળો માત્ર રેતીમા એક દર છે, અને ત્યાં માદા દસકે બાર મોટા ઇંડા મુકે છે. રાત્રે હમેશા પોતાના ઇંડા ઉપર બેસીને, અને દિવસના સૌથી ગરમ ભાગની વખતેજ તેઓને છોડી દઇને તે પોતાનો માળો ઘણો બારીકીથી તપાસે છે. (૫) તે ઇંડાને ખોરાક તરીકે તહરેવાર રીતે તૈયાર કરવામા આવે છે, અને કેટલાક લોકો તેના ઘણા શોખીન હોય છે. વળી તેના કોટલાના પ્યાલા અને ઘરેણા બનાવવામા આવે છે. (૬) શાહમૃગનો વારવાર ઘોડાની પીઠ ઉપર શીકાર કરવામા આવે છે, પણ તેનુ ઉડવુ એટલુ તો ઝડપવાળુ હોય છે કે જો શીકારીઓ જાણે નહિ કે તે કદી પણ સીધે માર્ગે દોડતું નથી, પણ આડા અવળા માર્ગે દોડે છે, તો તેઓ તેને પકડવામા કદાચજ ફતેહ પામે તેથી તેઓ તેને આડુ તીડુ દોડવા દે છે, જ્યારે તેઓ પોતે સીધા આગળ દોડે છે. (૭) જ્યાસુધી તે બીચારૂ પક્ષી ઠાકી જાય ત્યાસુધી તેની પુઠ પકડવાનુ કોઇ કોઇ વખત બે ત્રણ દિવસ સુધી ચાલે છે, કારણ કે જો કે તે ઝડપવાળુ છે, તોપણ તે ઘોડા જેટલુ જોરાવર નથી. જ્યારે તે પકડાય છે, ત્યારે તે શીકારીઓ ઉપર ફરે છે, અને જ્યાસુધી તેને મારી નાખવામા આવે છે, ત્યાસુધી તે ઝનુનથી તેઓ ઉપર હુમલો કરે છે (૮) શાહમૃગનો શીકાર કરવામા જગલી આફ્રિકનોની રીત મી મોફત વર્ણવે છે —એક દેશી આ પક્ષીઓમાના એકની ચામડી અને પીછા પહેરે છે, અને આ પ્રમાણે વેષ બદલીને તે શાહમૃગના એક ટોળાની નજદીક જાય છે. જમીન ઉપર ચાચ મારીને અને પોતાના પીછા હલાવીને તે ખરેખરા પક્ષીની નકલ કરે છે તે ટપ ટપ કુદે છે અને ચાલે છે, જ્યાસુધી તે તેને તીર મારી શકાય એટલે નજદીક પુગે છે ત્યારપછી તે ટોળામાના એકની તરફ તે એક ઝેરી તીર મારે છે, અને પોતાનો શીકાર પકડવામા ઘણો ખરો ફતેહ પામે છે (૯) એક મુશાફર જણાવે છે કે તેણે એક વાર એક શાહમૃગના બચ્ચાને એટલુ તો હળી ગયલુ જોયુ, કે તેણે એક સીધીના છોકરાને પોતાની પીઠ ઉપર બેસવા દીધો જેવો તે છોકરાનો ભાર તેને લાગ્યો, તેવોજ તે ચાલ્યો. પહેલા તે ઝડપથી ટપ ટપ ચાલ્યો, અને ત્યારપછી તેણે પોતાની પાખો પહોળી કીધી, અને તે ગામડાની આસપાસ એક સરતના ઘોડાની ઝડપથી દોડયો! (૧૦) શાહમૃગની પાખના અને પુછડીના સુદર સફેદ પીછાને માટે તેને મુખ્ય કરીને કીમતી ગણવામા આવે છે જુવાન વાચનાર નહિ જાણતો હોય કે ઉવેલ્ઝના શાહજાદાની કલગીર 'હુ સેવા કરૂ છુ' એવા અર્થવાળા ધારણ કીધેલા શબ્દો સાથના ત્રણ શાહમૃગના પીછાની બનેલી છે (૧૧) આનુ મૂળ નીચે પ્રમાણે કહેવાયલુ છે —બોહીમીયાનો રાજા, જે ૧૩૪૬ ના વર્ષમા ક્રેસિની લડાઇમા માર્યો ગયો હતો, તેણે આ કલગીર અને ધારણ કીધેલા શબ્દો પેહેર્યા હતા. આ તેના જીતનાર ઉવેલ્ઝના શાહજાદા એડવર્ડ, જે બ્લૅક પ્રિન્સ તરીકે જણાયલો હતો, તેનેથી ધારણ કરવામા આવ્યા હતા, અને ત્યારપછી હમેશા બ્રિટિશ તાજના વારસથી પહેરવામા આવ્યો છે

## THOUGHTLESS CRUELTY.—અવિચારી ઘાટકીપણું.

કાકા —જૉર્જ, પેલા છોકરાઓ, જે પક્ષીઓને પથ્થર મારતા હતા, તેઓ સાથે તમને જોઇને હુ દલગીર થયો હતો. તે ઘાટકી રમત હતી જૉર્જ —કાય, કાકા, બધા છોકરાઓ પક્ષીઓને પથ્થર મારે છે. એમ કરવામા કાઇ ખોટુ છે? કાકા —જો તમે એક નાનુ વહાણ બનાવો, અને તેને દોરડા વગેરે સજો, તો એક છોકરો આવીને એક પથ્થર અથવા લાકડી વડે, તેનો નાશ કરવાની માત્ર મજાહને ખાતર, ભાગીને ચુરેચુરો કરી નાખે, તો તે તમને જોવા ગમશે

નહિ, તમે ઘણા ગુસ્સે થશો, શું તમે નહિ થશો? જૉર્જ—ગુસ્સે! હા, ખરેખર; કોઇપણ છોકરાને મારી ચીજો એ પ્રમાણે વાપરવાનો હક નથી કાકા—તે ખરૂં છે ઠીક, નાના પક્ષીઓને મારી નાખવાનો તમને કાંઇ હક છે? એક પક્ષી તે કાંઇ ચીજ છે, જે ખોદાએ બનાવી છે, અને તે પોતાના કામમા મજાહ લે છે. તમે જાણો છો કે એક પક્ષીના ગળામા, સૌથી સુંદર વાજીંત્રોમાનું એક, કે જે કદી સાભળી શકાય તે છે જૉર્જ—એક પક્ષીનાં ગળામા એક વાજીંત્ર! આવી ચીજ કોણે સાભળી. કાકા.—હા, પક્ષીના ગળામા એક નાની, સુંદર, નરમ વાસળી છે કે જે એક પીયાનોના જેટલા રાગ વગાડી શકે છે. જૉર્જ—એક પક્ષીનાં ગળામાં વાસળી! કેવો રમુજી ખ્યાલ! કાકા—તે નાની નળી, જેવડે પક્ષી પોતાના રાગ વગાડે છે, તે માણસથી બનાવવામા આવેલી કોઇપણ વાસળીના કરતા વધારે અજાયબ જેવી રીતે બનાવેલી છે—તે ઘણી નાની છે, તોપણ એટલી સપુર્ણ છે. તે તેના ગળામા એવી તો સહેલાઈથી બધ બેસતી આવે છે કે તેને ખાવામાં કે દમ લેવામા કદી હરકત પડતી નથી, અને તે એટલી તો સહેલાઇથી વળી શકે એવી હોય છે, કે જેબી દીશા તરફ તે પોતાનુ માથુ કે પોતાનુ ગળુ વાળે છે, તે દીશા તરફ તે વળે છે જૉર્જ.—ઠીક, તે નવાઇ જેવુ છે હુ એક પક્ષીને એક મહિનો સુધી ગાતા સાભળતે અને આ સઘળાનો કદીપણ વિચાર કરતે નહિ. કાકા—વળી એક પક્ષીના હાડકા અને સાધા એટલી તો મોટી સભાળથી બનાવવામા આવ્યા છે, કે જાણે ખોદાએ તે ઉપર ઘણો વિચાર પસાર કર્યો હોય પક્ષીઓને પણ તેઓની અંદર એક ગીરણી છે. જૉર્જ! એક ગીરણી! કાકા—હા, એક નાની હોજરી, જે તેઓની ગીરણી છે, કે જેમા, જે દાણા તેઓ ખાય છે, તે તેઓ દળે છે. અને તેનુ લોહી થાય છે વળી તેઓને નસ હોય છે જૉર્જ—નસ શું છે? કાકા.—નસ તે એ કે જે વડે તમને લાગે તમારા મોઢાની નસથી તમને સ્વાદ આવે છે, તમારા કાનની નસથી તમે સાભળો છો, તમારા નાકની નસથી તમે સુઘો છો, તમારી આખની નસથી તમે જુઓ છો, અને જે નસો તમારૂં શરીર ઢાંકે છે તે વડે તમને લાગે છે. જે રીતે તમને નસ પૂરી પાડવામાં આવેલી હોય છે, તેજ પ્રમાણે પક્ષીઓને નસ પૂરી પાડવામા આવેલી હોય છે અને વળી તેઓના નાના શરીર લાબા થતા, ખેચાતા, અને ઉપર તણાતા, માસના તતુઓથી ભરેલા હોય છે,—તેઓ સઘળી વખતે ઉપયોગમા આવે છે, અને તોપણ ઘસાતા કે કોઇ રીતે બગડતા નથી જૉર્જ.—હુ ધારૂં છુ કે લુસીના બે પક્ષીઓ જેકી અને પેટ જાણતા નથી કે તેઓને માટે શું કરવામા આવ્યુ છે કાકા—શુ તમે એમ નથી ધારતા કે ખોદા પોતાના નાના પક્ષીઓને ચાહે છે? અને તમારા ધારવા પ્રમાણે તે, તે છોકરાઓ વિષે શું વિચારે છે કે, જેઓ જગલો અને ખેતરોમા જાય છે, જ્યા સેકડો સુખી પક્ષીઓ ગરમ તડકામા, અને શાત છાયડામા આમ તેમ કુદા કુદ કરે છે, અને ગાય છે, અને જેઓ તેઓને મારી નાખવામા મજાહ લે છે જૉર્જ—મે અગાઉ કદી વિચાર કીધો ન હતો કે ખોદા પક્ષીઓને માટે એટલી બધી દરકાર કરે છે. કાકા—મારી ખાતરી છે કે તેનું વારવાર કારણ એ છે કે છોકરાઓ વિચારતા નથી તેઓ ઘાટકીપણે વર્તે છે. તેટલા માટે યાદ રાખજો કે ખોદાએ પક્ષીઓને તેમજ તમને બનાવ્યા છે, અને તે તેમની તેમજ તમારી સંભાળ લે છે.

## THE BLIND BOY.—આંધળો છોકરો.

૧. અરે! કહો, પેલી રોશની નામની ચીજ, જે હું કદી ભોગવીશ નહિ તે શું છે? આંખના ફાયદા શું છે? અરે! એક ગરીબ આધળા છોકરાને કહો. (૨) જે અજાયબ જેવી ચીજો તમે જુઓ છો તે વિષે તમે વાત કરો છો, તમે કહો છો કે સુરજ તેજથી પ્રકાશે છે; મને તે ગરમ લાગે છે,

પણ તે કેવી રીતે પ્રકાશી શકે અથવા દહાડો રાત બનાવી શકે? (૩) જ્યારે બી હું ઉઘાઉં છું અથવા રમું છું, ત્યારે હું મારો દહાડો અને રાત મારી મેળેજ બનાવું છું, અને જો હું હમેશા જાગતો રહુ, તો મારે મનસે હમેશા દિવસજ હોય (૪) હું વારવાર સાભળું છુ કે ભારે ડચકા સાથે તમે મારા નિરાધાર દુખને માટે વિલાપ કરો છો, પણ ખચીત જે ખોટ હુ કદી જાણી શકુ નહિ, તે હુ ધીરજથી ખમી શકુ છું (૫) ત્યારે જે મને મળી શકે નહિ, તેને મારા મનની શાતીનો નાશ કરવા ના દો, જ્યારે હુ આ પ્રમાણે ગાઉ છુ, ત્યારે હુ એક રાજા છુ, જો કે એક ગરીબ આંધળો છોકરો છુ

## TRY AGAIN.—ફરીથી કોશેશ કરો.

૧ મી પ્રેનટિસે પોતાનો દીકરો, જેણે પોતાની ચોપડી એક બાજુએ મૂકી હતી, અને એક મોટી કાગળની પતગ બનાવવામા ઘણો રોકાયો હતો, તેને કહ્યુ, જૉર્જ, તમે તમારો પાઠ પૂરો કર્યો છે? જૉર્જે પોતાનુ માથુ નીચુ કરીને કહ્યુ, નહિ, બાવા. (૨) કાય નહિ? મારા દીકરા કારણ કે તે ઘણો અવરો છે, બાવા મારી ખાતરી છે કે હુ તે કદી શીખીશ નહિ એ ઉપરાત. હુ તે શીખ્યા પછી યાદ રાખી શકતો નથી, મારી યાદદાસ્ત શકિત એટલી તો ખરાબ છે. (૩) મારા વહાલા છોકરા, તમે પોતાને ઠગો છો જો તમે માત્ર કોશેશ કરો, તો તમે કોઇની પણ માફક શીખી શકશો જૉર્જે પાછુ ગભીરાઇથી પુછ્યુ, પણ શુ મે કોશેશ કરી નથી? (૪) ઠીક, પાછી કોશેશ કરો ઉલટ પકડો, અને તમે તે જલદીથી શીખશો તેમા માત્ર ખતજ જોઇએ છે, તે તમને દેખાડવાને માટે, હુ તમને એક વાત કહીશ —(૫) ત્રીસ કરતા વધારે વર્ષની વાત ઉપર એક ગામડાની નિશાળમા સૌથી આળસુ છોકરાઓમાનો એક, એક સહવારે પોતાનો પાઠ બોલી જવા ગયો, અને હમેશની માફક, તેને આવડયો નહિ. તે શિક્ષકે ગુસ્સાથી કહ્યુ, તમારી બેઠક ઉપર જાઓ જો તમે તમારા પાઠ ઉપર વધારે ધ્યાન આપશો નહિ, તો તમે કશાને માટે લાયક થશો નહિ (૬) તે બિચારો છોકરો ભરાતો સતાતો પોતાની બેઠક આગળ ગયો, અને પોતાના પાઠ ઉપર પાછી પોતાની નજર વાકીવાળી. એક સોબતી, જે તેની પાસે બેઠો હતો, તેને તેણે કાનમા કહ્યુ, તે નકામુ છે, મારાથી તે શીખાતુ નથી (૭) તે માયાળુ દીલના છોકરાએ કહ્યું, તમારે સખત કોશેશ કરવી જોઇએ મે કોશેશ કીધી છે, પણ તે નકામુ છે, હુ તે એકદમ છોડીજ દેઉ. તેના સોબતીએ કાનમા કહ્યુ, હેનરિ, ફરીથી કોશેશ કરો (૮) આ બે નાના શબ્દોએ તેને નવી આશા આપી, અને તેણે પોતાના પાઠઉપર ફરીથી પોતાનુ મન લગાડયુ તેણે વાકયો તેની યાદદારત શકિતમા યાદ રહેતા જણાવા લાગ્યા, અને તરતજ તેની અજાયબી અને ખુશાલી વચ્ચે આખો પાઠ શીખાયો! ત્યારપછી તે પોતાની બેઠક ઉપરથી ઉઠયો, અને શિક્ષકની મેજ આગળ ગયો. (૯) તેના શિક્ષકે કહ્યુ, તમને હમણા શુ જોઇએ છે? સાહેબ, મારો પાઠ બોલી જવાને માટે અરધા કલાક અગાઉ તમે શુ કોસેશ કીધી ન હતી? તે છોકરાએ કહ્યુ, હા, પણ સાહેબ, હમણા મને તે આવડે છે ચલાવો ત્યારે. (૧૦) હેનરિએ શરૂ કીધુ, અને એક પણ શબ્દ ચુકયા વગર આખો પાઠ બોલી ગયો શિક્ષકે જ્યારે તેને તેની ચોપડી પાછી આપી, ત્યારે તેની. તરફ ખુશાલીના દેખાવે જોયું (૧૧) મી. પ્રેનટિસે બોલવાનુ ચાલુ રાખ્યુ, તે દિવસથી, નિશાળમા એવો કોઇપણ છોકરો ન હતો. જે હેનરિ કરતા વધારે ઝડપથી શીખ્યો તે દહાડાથી તે આજના કલાક સુધી તે એક અભ્યાસી છે, અને હવે તે પોતાના દીકરા જૉર્જને, જેમ તેણે કોશેશ કીધી, તેમ ફરીથી કોશેશ કરવાને કહે છે. (૧૨) તેના દીકરાએ આતુરતાથી પોતાના માયાળુ બાપના ચહેરા તરફ જોઇને પુછ્યું, અને શું બાવા તે

ખરેખર તમે હતા ? હા, મારા બચ્ચા, તે આળસુ છોકરો પોતાની બચકીના વર્ષમા તમારો પોતાનો બાપ હતો. (૧૩) જૉર્જે મકકમ અવાજે કહયુ, ત્યારે હુ ફરીથી કોશેશ કરીશ, અને પોતાની અરધી બનાવેલી પતગને બાજુએ ફેકી દઇને તે ફર્યો, અને પાછો પોતાના ઘરમા દાખલ થયો, અને પોતાનો પાઠ કરવામા રોકાઇ ગયો. (૧૪) જ્યારે તેનુ કુટુબ ચાની ટેબલની આસપાસ એકઠુ થયુ, ત્યારે મી પ્રેનટિસે પુછ્યુ, કેમ જૉર્જ, કેવી ફતેહ ? તે છોકરાએ જવાબ આપ્યો, બાવા, હુ પાઠ શીખ્યો ! હું તેનો દરેક શબ્દ બોલી શકીશ (૧૫) તમને તે અધરો પાઠ માલમ પડયો એક વખત મે ઠડાવ કર્યો કે હુ તે શીખીશ પછી તે એટલો બધો મુશકેલ માલમ પડયો નહિ. ખરેખર, જેમ હુ હમેશા કરૂ છુ તેમ હુ વિચાર કરવાને કદી થોભ્યો નહિ, પણ જયાસુધી હુ દરેક વાક્ય શીખી રહયો, ત્યાસુધી સીધો આગળ ચાલ્યો. (૧૬) મી પ્રેનટિએ કહયુ, હુ ઇચ્છુ છુ કે તમે આ પાઠ કદી ભુલી જાઓ નહિ હવે તમે ફતેહનો ભેદ ધરાવો છો એક પાઠ અધરો અથવા કટાળા ભરેલો હોય તેનો વિચાર કરવાને કદી નહિ થોભવામા, પણ રફતે રફતે મકકમ પણે આગળ જવામા તે ભેદ સમાયલો છે

## ELEPHANT STORIES.—હાથીની વાર્તાઓ.

૧ એક અગ્રેજ, જેણે હિદુસ્તાનમા ઘણી મુસાફરી કરી હતી, તે કહે છે કે —મે ઘણીક લાબી મુસાફરીઓ હાથીઓ ઉપર કરી હતી, અને જ્યારેબી હુ એક ચિત્ર પાડી લેવા માગતો હતો. ત્યારે તે સહેલાઇથી વશ થાય એવું પ્રાણી, જ્યાસુધી મારૂ ચિત્ર પુરૂ થાય ત્યાસુધી તદ્દન શાત ઉભુ રહેતુ હતુ (૨) જો કોઇ વખતે પાકી કેરી, જે મારાથી પહોચાય નહિ એટલે ઉચે ઉગેલી હોય, તે લેવા હુ ઇચ્છુ, ત્યારે તે સૌથી ફળદાર ડાખળી પસદ કરીને તે ભાગી નાખતો, અને મને પોતાની સુઢ વડે તે આપતો (૩) કોઇ કોઇ વખતે હુ તેને કેટલીક કેરી તેને પોતાને માટે આપતો હતો, અને તે ત્રણ વખત પોતાની સુઢ પોતાના માથાઉપર ઉચકીને, અને તેમ કરતી વખતે ધીમો બડબડવાનો અવાજ કરીને તે મારો ઉપકાર માનતો હતો. (૪) જ્યારે ઝાડની ડાખળીઓ મારા માર્ગમા આવતી, ત્યારે તેઓની આસપાસ પોતાની સુઢ વીટાળીને તે તેઓને એકદમ ભાગી નાખતો હતો, પણ તે વારવાર પોતાને માટે એક પાદડાથી ભરેલી ડાખળી ભાગતો હતો, અને પોતાની સુઢ વડે તેને આમ તેમ હલાવીને માખીઓને દુર રાખવાને માટે તે તેને એક પખા તરીકે વાપરતો હતો. જ્યારે હુ સહવારે નાસ્તો લેતો હતો, ત્યારે તે હમેશા મારી વખાણ અને પસવારવાથી ઉતેજન મેળવવાને, અને ફળ અને શેરડી મેળવવાને તંબુના દરવાજા આગળ આવતો હતો (૫) એક નાનો પુલ, જે ઉપરથી તેના શેઠના ઘરથી તે હિદુસ્તાનમાના એક શહેર તરફ જવાતું હતુ, તે ઉપરથી પસાર થવાની એક હાથીને આદત હતી તેણે એક દહાડો તે ઉપરથી જવા ના પાડયુ, અને તેને એક ભાલો ધાટકીપણે ભોકયા પછીજ, તે પુલ ઉપરથી જવાની તેને ફરજ પાડી શકયા, કે જે પુલનુ જોર તેણે પહેલ વહેલા પોતાની સુઢ વડે અજમાવ્યુ, એવુ દેખાડતો કે તેને કાઈ શક હતો (૬) આખરે તે આગળ ચાલ્યો, પણ તે પસાર કરી જાય તેની આગમજ તે પુલ તુટી પડયો, અને બેઉ હાથી અને તેનો માવત ખાહીમા પડયો. તે પડવાથી માવત મરી ગયો, અને તે હાથીને ઘણીજ ઇજા થઇ. (૭) હિંદુસ્તાનના શહેરોમાના એક શહેરમા એક ગરીબ સ્ત્રીએ બજારમા એક દુકાન રાખી હતી, કે જ્યા તેણી ફળ વેચતી હતી. એક હાથી નજદીકથી પસાર થતો હતો, અને હમેશા તેની દુકાન જોવા થોભતો હતો. તેણી જાણતી હતી કે હાથી ફળનો કેટલો શોખીન હતો ; અને તેણી કોઇ કોઇ વાર તેને થોડાંક આપતી હતી. (૮) એક દહાડો તે હાથી પોતાના માવત સાથે ગુસ્સે

થયો. તે છુટો થયો, અને પોતાની આગળ આવતી દરેક ચીજને કચડી નાખતો તે બજારમાં દોડયો. (૯) દુકાન ઉપરના માણસો જેમ બને તેમ ઝડપથી દોડી ગયા, તે બીચારી આ પણ પોતાની દુકાન છોડીને નાસી ગઇ પણ તેણી પોતાની ધાસ્તીમા ભૂલી ગઈ કે તેણીનું નાનુ બાળક તે દુકાનની નજદીક જમીન ઉપર બેઠુ હતુ. (૧૦) તે બરાબર પેલા હાથીના માર્ગમા હતુ, અને તમે ધારશો કે તેને કચડીને મારી નાખવામા આવ્યું હશે. પણ તે હાથીએ તે બાળકને ફરીથી ઓળખ્યુ, અને તેણે જાણ્યું કે આ તેજ દુકાન હતી, જ્યા તેને ફળ ખવરાવવામા આવતા હતા (૧૧) જો કે તે ખીજવાયલો હતો, તોપણ તે ઉભો રહયો. તેણે તે બાળક તરફ જોયુ, અને તેને પોતાની સુઢ વડે ઉંચકી લીધુ ત્યારપછી તેણે તેને પોતાના માર્ગની બહાર મૂકયુ અને ચાલ્યો. તમે વિચાર કરો કે પોતાના બાળકને સહી સલામત જોઇને તે ગરીબ બાઇને કેટલી ખુશાલી લાગી હશે

# STORY OF A SCOTTISH SHEPHERD BOY.—1.

## એક સ્કૉટીશ ભરવાડના છોકરાની વાત.

૧. સ્કૉટલાડના પહાડોમા ઘણા વર્ષની વાત ઉપર એક ભરવાડ અને તેની બાયડી, તેઓનો એક પુરો છોકરો, જે દશ વર્ષની ઉમરનો એક છોકરો હતો, તે સાથે રહેતા હતા. જે ઝુપડામા તેઓ રહેતા હતા, તે કોઇબી જાહેર રસ્તાથી દુર એક ખીણમા આવેલુ હતુ. (૨) એક સાજે તે છોકરાની માય ઘણી માદી પડી તે ડીસેમ્બર મહિનાની એક શાત સાજ હતી. પવન હતો નહિ, પણ બરફ ધીમે ધીમે બધે આસપાસ પડવા માડયું હતુ. તે ભરવાડે પોતાની બાયડીને માટે દવા લાવવાને માટે ગામમા જવાની મતલબથી પોતાની લાબી લાકડી લીધી. (૩) તે છોકરો બોલ્યો, બાવા, ખીણમાનો મેઢાંનો રસ્તો હુ તમારી માફકજ જાણુ છુ. મને વૈદ આગળ જવા દો, અને તમે માય પાસે રહો. આખે રસ્તે મારી આગળ રૉગ ચાલશે તેથી હુ તદ્દન સલામત રહીશ. તે ભરવાડે હા કહયું, અને તે છોકરો તરતજ પોતાનો સ ધેશો લઇને નીકળ્યો. (૪) તે એક બહાદુર છોકરો હતો તેને છેક બચપણના વરસથી પહાડોમા રહેવાની ટેવ હતી, અને તેને કાઇ ધાસ્તી ન હતી. તે રૉગ કુતરો, પોતાની પુછડી હલાવતો, અને ટેકરીની બાજુએ મોટી ખુશી સાથે કુદકા મારતો, પોતાના જુવાન શેઠ સાથે ચાલ્યો. (૫) તે છોકરો સહીસલામત આગળ ચાલ્યો, અને આખરે ગામમા પુગ્યો તે વૈદને મળ્યો, અને પોતાની માયને માટે તેની પાસેથી દવા લઇને તે ઘર તરફ પાછો ફરવા નીકળ્યો (૬) બરફ પડવાનુ જારી રહયુ ; પણ તે છોકરો ખીણમાના ઝુપડામા જલદીથી પુગવાની આશાએ હિમ્મતથી આગળ ચાલ્યો રૉગ, સઘળુ સલામત છે કે નહિ, તેની પેલા સાકડા રસ્તાની દરેક વળણ આગળ જાણે કે ખાતરી કરવાને આગળ આગળ ચાલ્યો. (૭) એકા એક તે ઉભો રહી ગયો, અને આમતેમ ફુફારા મારવા અને સુધવા લાગ્યો. તેનો જુવાન શેઠ બોલ્યો, રૉગ, આગળ ચાલ, પણ તે કુતરો ખસ્યો નહિ તે છોકરો ફરીથી બોલ્યો, રૉગ, આગળ ચાલો. (૮) રૉગ પોતાની જીદગીમા પેહેલીજ વાર હઠીલો જણાયો, અને આખરે તે છોકરો તે નીમકહલાલ કુતરાનુ ચેતવણી ભરેલા ધુરકવાની દરકાર કરવા વગર એકલો આગળ ચાલ્યો તે થોડાકજ પગલા આગળ ચાલ્યો, એંટલામા તે એક ટેકરી, જે બરફના ઢગળાથી ઢકાઇ ગઇ હતી, તેની ઉપરથી પડી ગયો (૯) ઝુપડામા ઘણાક કલાકો પસાર થઇ ગયા, કે જે દરમ્યાન તે ભરવાડ અને તેની બાયડી પોતાના છોકરાના પાછા ફરવાની રાહ જોતા હતા અને તપાસ રાખતા

હતા તે બાપ, જે મીણબતી તેણે બારીએ મૂકી હતી, તેની વારંવાર ગુલ કાતરતો હતો, એવી આશાએ કે તેનો દીકરો ખીણમાથી આવતા તે જોય તેણે આતશ ઉપર લાકડા સીચ્યા, અને પોતાની બાયડીને દીલાસાના શબ્દો કહયા, જો કે તેને પોતાને આખરે ધાસ્તી લાગવા માડી કે કાઇ ખોટુ થયુ હતુ (૧૦) વારવાર તે દરવાજા આગળ જતો હતો, પણ તે કાઇપણ અવાજ સાભળી શકતો ન હતો, અને બરફના બહોળા મેદાનમા કાઇપણ હાલતુ તે જોઇ શકતો ન હતો તેની ગરીબ માય બોલી, કદાચ વૈદ ઘરે ન હશે, અને તે તેને માટે રોભ્યો હશે. પોતાન છોકરાની ગેરહાજરીથી તેણીને એટલુ તો બેચેન લાગ્યુ, કે તેણી લગભગ પોતાનુ દુખ વીસરી ગઇ (૧૧) જયારે નીમક હલાલ રૅાગનુ સારી પેઠે જાણીતુ ભસવુ દરવાજા આગળ સભળાયુ, ત્યારે લગભગ મધરાત થઇ હતી તેજ પળે બન્ને માબાપ બોલી ઉઠયા, મારો દીકરો! મારો, દીકરો! તે ઝુપડાનો દરવાજો ઉઘાડવામા આવ્યો, અને રૅાગ દાખલ થયો,–પણ પોતાના શેઠ વગરો દાખલ થયો! (૧૨) તેની માય બોલી ઉઠી, મારો ગરીબ દીકરો બરફમા મરણ પામ્યો પણ તેજ પળે તે બાપે તે કુતરાની ગરદને એક નાનુ પડીકુ બાધેલુ જોયુ તેણે તે કાઢી લીધુ, અને બોલ્યો,—નહિ, આપણો દીકરો મરણ પામ્યો નથી તેના રૂમાલે બાધેલી અહિયા આ દવા છે. તેને ઇજા થઇ છે, અથવા તો ખીણમાના કોઇ ખાડામા પડી ગયો છે, મારે જઈને તેની શોધ કરવી જોઇએ ખોદાઉપર વિશ્વાશ રાખો, અને જયાસુધી હુ પાછો ફરૂ, ત્યાસુધી થોભો. (૧૩) તે બાપે જલદીથી કપડા પહેર્યા, અને પોતાના દીકરાની શોધમા જવાને તૈયાર થયો એક પળમા રૅાગ પાછો ઉઠયો, અને જયારે તે ભરવાડે ઝુપડુ છાડયુ, ત્યારે બેહદ ખુશાલી દેખાડી

# STORY OF A SCOTTISH SHEPHERD BOY.—II.

## એક સ્કૅાટીશ ભરવાડના છોકરાની વાત.—ભાગ બીજો.

૧ પોતાના પહાડી રહેઠાણમા એકલી તે ગરીબ માય તપાસ રાખતી અને રાહ જોતી પડી રહી જયારે બરફ અને પવન તે ઝુપડાની આસપાસ અફળાતો હતો, ત્યારે તેને કોઇ કોઇ વાર ધાસ્તી લાગતી હતી કે તેનો વર પણ તે ખીણમા મરણ પામે (૨) તેણીને લાગ્યુ કે તેણીના વર અને તેણીના દીકરાની જીદગીનો આધાર તે કુતરાની સારી અકકલ ઉપર હતો પણ તેણી જાણતી હતી કે ખોદા તે મુગા જનાવરના પગલાને રસ્તો બતાવશે, અને તેણીએ પોતાની ગરજની વખતે આતુરતાથી તેની બદગી કીધી. (૩) રૅાગ તે ખીણમા આગળ ચાલ્યો, અને જયારે તેઓ ઝુપડાથી થોડે દુર હતા, ત્યારે તે એકાએક એક રસ્તા ઉપરથી ફરી ગયો, કે જયાથી તે ટેકરીને તળીયે જવાતુ હતુ, કે જેની ઉપરથી તે ગરીબ છોકરો પડી ગયો હતો. (૪) તે ઉતરાણ ઉભુ અને ધાસ્તી ભરેલુ હતુ, અને તે ભરવાડને વારવાર, કેટલાક નાના બર્ચના ઝાડ, જે ખડકમા ઉગયા હતા, તેની ડાખળીઓ પકડીને, પોતાને ટેકો દેવાની ફરજ પડતી હતી. (૫) સારા નસીબે બરફ પડતુ બધ થયુ, વાદળા વીખરાઇ ગયા હતા, અને ચદ્રમા આકાશમા પ્રકાશતો અને ખુલ્લો પ્રકાશતો હતો આખરે તે ભરવાડ તે તળીયાની નજદીક ઉભો રહયો. તેણે બુમ પાડી, તેણે પોતાની નજર તાણીને જોયુ, પણ તે કાઇ પણ જોઈ કે સાભળી શકયો નહિ. (૬) રૅાગ લગભગ એક ઉભી ટેકરી ઉપરથી પોતાનો રસ્તો લેતો હતો, અને તે ભરવાડે ગમે તે જોખમે તેની પુઠે જવાનો ઠરાવ કર્યો તળીયે પુગ્યા પછી, રૅાગ બરફમા પડેલી કાઇ ચીજ તરફ રડવા અને ખણવા લાગ્યો. તે બાપને માલમ પડયુ કે તે જે તેના દીકરાનું મુડદાં જેવું દેખાતું હતું, તે હતું. પણ તે મરી ગયો ન હતો, તે માત્ર બેભાનીમા હતો. (૭) તેને

પોતાના હાથમા ઉચકી લઇને તેણે પોતાની ઓઢણી તેના આસપાસ લપેટી, અને પોતાના ખભા ઉપર તેને પટાથી બાંધ્યો ઘણી મહેનતે તે ઉભા ચઢાણ ઉપરથી ચઢી ગયો. તે જેમ બને તેમા ઝડપથી ઝુપડા તરફ ચાલ્યા, અને આખરે પોતાના ભારે બોજા સહિત તે ત્યા પુગ્યો. (૮) તે બીચારા છોકરાને તેની માયના બીછાણા ઉપર મૂકવામા આવ્યો, અને મહા મહેનતે તેઓએ તેને તેની મોતના જેવી ઉઘમાથી જગાડયો તેને વાયુ વાગ્યુ હતુ, પણ તેને બીજી કોઇ રીતે ઇજા થઇ ન હતી (૯) જ્યારે તે પડી ગયો, ત્યાર રૉગ તેની આગળ નીચે ગયો હતો, અને તે બહાદુર નાના છોકરામા જે થોડુ જોર રહયુ હતુ, તે પેલા કુતરાની ગરદને પડીકુ બાધવામા અને તેને વર મોકળવામા વાપર્યુ હતુ (૧૦) રૉગ તે ખીણમાના ઝુપડામા જ્યાસુધી તે બુઢો અને સફેદ બાળવાળા થયા, ત્યા સુધી રહયો. તે ભયકર શિયાળાની રાતની તેની સેવાને માટે, તેના મરણના દિવસ સુધી તેને ચાહવામા આવ્યા, અને તેની બરદાસત લેવામા આવી.

## LITTLE JIM.—નાનો જીમ.

૧. છાપરૂ ઝાવલાથી છાયલુ હતુ, બહારની બાજુ જુની અને હલકી હતી, તોપણ તે ઝુપડામાના દરેક ચીજ અજબ જેવી સાફ અને સફાઈદાર હતી (૨) રાત અધારી અને તોફાની હતી, પવન જોરમા પોકાર કરતો હતા, એક સબુરીવાળી માય પોતાના બચ્ચાના મોતના બીછાણાની આગળ ગુટણ મડીય પડેલી હતી (૩) તે એક નાનો નબાઇ ગયલો છોકરો હતો—તેની એક વખતની પ્રકાશતી આખો ઝાખી થઇ ગઇ હતી, તે એક કોળસાની ખાણમા કામ કરનારનો એક પુરો છોકરો હતો, તેઓ તેને નાનો જીમ કરીને બોલાવતા હતા (૪) અને અરે, જ્યારે તેણીએ વિચારમા બદગી કીધી, ત્યારે તેણીના ગાળ ઉપરથી ઝડપથી વહેતા ખારા આસુઓ જોવાનુ (કેવુ દયા ઉપજાવવા જોગ હતુ) તેણી બાલવાને બીહતી હતી (૫) જેને તેણી પોતાના જીદગી કરતા વધારે ચાહતી હતી, તેને રખે તેણી જગાડે, કારણ કે તે બીચારી કોળસાની ખાણમા કામ કરનારની બાયડીમા એક માયનો સપુર્ણ પ્યાર હતો (૬) ઉચા કીધેલા હાથ સાથે, જુઓ, તેણી તે દુખ ખમનારના બાછાણાની નજદીક ગુટણ મડીયે પડે છે, અને તેણી બદગી કરે છે કે તે (ખોદા) તેણીના બાળકને બચાવ, અને તેને બદલે તેણીને લઇ લે (૭) તેણીને પોતાના બાળક તરફથી તેણીના જવાબ મળ્યો, આ શબ્દો તેના મોઢામાથી ધીમેથી બહાર પડયા —માય, ફરેસ્તાઓ ખચીત એવા તો હસે છે, અને નાના જીમને ઇશારત કરીને બોલાવે છે (૮) વહાલી માય મને હમણા કાઇ દુખ નથી, પણ અરે, મને ઘણી તરસ લાગી છે! માત્ર ગરીબ જીમના હોઠ પાછા ભીજવા, અને માય તમે રડો ના (૯) માયાળુ, ધ્રુજતી ઉતાવળ સાથ તેણીએ તે ચાહતુ પ્યાલુ પોતાના હોઠ આગળ પકડયુ, જ્યારે તેણે ત્રણ નાના ગાટ પીધા, ત્યારે તેણીના ઉપકાર માનવાને તે હસ્યો (૧૦) જ્યારે બાવા કામ ઉપરથી આવે, ત્યારે તેવણને કહજો કે મ તેવણને રાતની સલામ કહી છે, અને માય, હવે હુ સુઇ જાઉ છું— અફસોસ! ગરીબ નાના જીમ! (૧૧) તેણીએ જોયુ કે તે મરી જતો હતો—જે બાળકને તેણી એટલા વહાલથી ચાહતી હતી, તે છેલ્લા શબ્દો બોલ્યો, કે જે સાભળવાની તે કદીબી આશા રાખે (૧૨) ઝુપડાનુ બારણુ ઉઘાડવામા આવ્યુ, તે કોલસાની ખાણમા કામ કરનારનુ પગલુ સભળાયુ, તે માય અને બાપ મળ્યા, તોપણ બેમાનુ એકે પણ એક પણ શબ્દ બોલ્યુ નહિ. (૧૩) તેણે જાણ્યુ કે સઘળુ ખલાસ થઇ ચુકુ છે—તેણે જાણ્યુ કે તેનુ બાળક મરણ પામ્યુ હતુ, તેણે પોતાના હાથમા મીણબતી લીધી, અને બીછાણા તરફ ચાલ્યો. (૧૪) તેને ધ્રુજતા હોઠોએ, જે દલગીરી તે ખુશીથી ધુપાવે, તેની ઈંધાણી આપી, અને જુઓ! તેની બાયડી

તેની સાથે સામેલ થાય છે—તે દલગીરમા ગીરફતાર થયલુ જોડુ ગુ્ણ મ ડીયે પડે છે ! (૧૫) દલગીરથી તુટી ગયલા હૈયા સાથે તેઓ નમ્રતાથી, પોતાના ગરીબ નાના જીવને એકવાર પાછો બેહેશતમા મળવાને, તેને (ખોદાને) અરજ કરે છે.

## SPEEDY AND STEADY.—ઉતાવળો અને દઢ.

૧. લિઝિ, જેના ચપળ આગળા તેણીના કામ ઉપર ઉડતા જણાતા હતા, તે બોલી ઉઠી, કેમ, એમી, તમારા રૂમાલનુ કામ કેમ ચાલે છે? (૨) ગરીબ નાની એમીએ પોતાની આખો ઉંચે કર્યા વગર જવાબ આપ્યો, ઘણુ ઝડપથી નહિ, એક બાજુ મે લગભગ પુરી કરી છે (૩) લિઝિ એવા હસવા સાથે બોલી, કે જે ખુશનુમા કે માયાળુ ન હતુ, "એક બાજુ ! કાય, આપણે બન્ને એકી વખતે આપણો રૂમાલ ઓટવાનુ શરૂ કર્યુ, અને હવે હુ મારા રૂમાલની ચોઠી બાજુપર છુ !" (૪) એમી નિસાસો નાખી બોલી, હુ જાણુ છુ કે હુ ધીમી છુ લિઝિ બોલી તમે તે બરાબર રીતે કહી શકો ! તે નાની છોકરીએ જ્યારે પોતાની નાની સોયને દોરો પોયો, અને પોતાનુ કામ ચાલુ કર્યુ, ત્યારે તેણી બોલી, પણ હુ સ્થિર થવાની અને મારાથી બનતુ સારૂ કરવાની કોશેશ કરીશ (૫) લિઝિ બોલી, હુ એટલુ ઝડપથી સીવુ છુ, તેથી ખાણાને માટે ઘ ટ વાગે તેની લાબા વખત અગાઉ હુ મારો રૂમાલ પુરો કરી રહેવાની ખાતરી રાખુ છુ ગુલાબ ઉગ્યા છે કે નહિ, તે જોવાને હુ એક મિનિટ બાગમા દોડી જઈશ, તેથી પોતાનુ સીવવાનુ ખુરશી ઉપર ફેકી દઇને, લિઝિ દોડી ગઇ (૬) એમી તાજી હવા અને ફુલને માટે ઇતેજાર હતી, પણ તેણીનુ કામ પહેલા પુરૂ થવુ જોઇએ દઢપણે તેણીએ પહોળી ઓટણ કરી, પોતાની બહેન પાછી આવી તેની અગાઉ પોતાના રૂમાલની બીજી બાજુ પુરી કરી રહી (૭) લિઝિ બોલી, અરે તમે ધીમે કામ કરનાર નાની છોકરી ! તમે મારી બરોબર કદી આવશો નહિ. મારા ઓરડામા જઇને દીવાલ ઉપર મારૂ નવુ ચિત્ર મૂકવાનો મને વખત છે (૮) આનદી નાની લિઝિ ચાલી ગઈ એમીએ પોતાનુ કામ ચાલુ રાખ્યુ, તેણીની પાછી ઓરડામા આવી, તેની આગમજ, તેણીના રૂમાલની ત્રીજી બાજુ ઓટાઇ રહી (૯) એમીએ કહયુ, તમારૂ સીવવાનુ પુરૂ કરી નાખો તો સારૂ કે નહિ? હવે લગભગ ખાણાનો વખત થયો છે અરે ! હુ તે બે મિનિટમા પુરો કરી નાખીશ, માત્ર પેલી વાત, જેને વિષે ટોમે આપણને કહયુ કે તે ઘણી રમુજી છે, તે જોવા માગુ છુ (૧૦) પણ જો તમને મોડુ થશે તો? લિઝિ બોલી, તેની કઇ ધાસ્તી નહિ તમારા જેવી ધીમી નાની છોકરીના જેવુ ઘણુ ખરૂ મોડુ કોઇપણ થશે નહિ. (૧૧) બિચારી એમીએ કાંઇપણ જવાબ આપ્યો નહિ તેણીએ એક બખીયા પછી બીજો બખીયો એમ ગુપચુપ પોતાનુ કામ ચાલુ રાખ્યુ લિઝિ તરતજ પોતાની વાતમા એટલી તો ગુ થાઇ ગઈ કે જયાસુધી તેણી ઘટના અવાજથી ચોકી ત્યાસુધી તેણી પોતાના કામ વિષે સઘળુ ભુલી ગઇ (૧૨) તેણી બોલી ઉઠી, શુ તે ખાણાનો વખત હશે ! અને મારો રૂમાલ ઓટાયો નથી, અને તમારો—એમીએ જ્યારે તે ગુપચુપ ઘડી વાળ્યો, ત્યારે તેણી બોલી, તે હમણાજ પુરો થયો છે. (૧૩) લિઝિ, જે, જોકે તોછડી અને ફીશીયારીખોર હતી, તોપણ એક ધડો લેવાને તેનામા પુરતી અકકલ હતી, તેણે કહયુ તે બરાબર સસલા અને કાચબાની વાતને મળતુ આવે છે તેણી પોતાની ચોપડીઓમાની એકમા સસલા અને કાચબાની વાત વાચતી હતી, અને તેણીએ જોયુ કે શાત દઢ કામ કરનાર સેવટે જીતે છે (૧૪) એક સસલુ, જે પોતાની ઝડપને માટે ઘણુ મગરૂર હતુ, તે એક વાર એક કાચબા સાથે સરત દોડયુ એક પળમા તે સસલુ પોતાના હરીફથી ઘણુ આગળ નીકળી ગયુ, કે જે હરીફ પોતાની પીઠ ઉપરના ભારે કોટલા સહિત, માત્ર

ધીમે કદમે ચાલી શકતો હતો (૧૫) તે સસલું, જ્યારે છેક પછવાડે ધીમે ધીમે ચાલતા કાચબા તરફ પાછુ ફરીને જોવાનેઅરધે રસ્તે ઉભુ રહ્યુ, ત્યારે તે હસીને બોલ્યુ, હા! હા! મારા મિત્ર જો તમે જરા વધારે ઝડપથી તમારા પગ નહિ ઉચકશો, તો મે તે ખેતરને નાકે પુગો, તેની આગમજ હુ અરવા ગામડામા ફરી આવીશ (૧૬) તે કા બો એક પણ બોલ બોલ્યો નહિ. પણ આગળ ચાલ્યો તે તોછડુ સસલુ બોલ્યુ, ખરેખર, જો હુ ત્રણ પગ ઉપર કુદકા મારૂ, તો હુ તમારા કરતા વધારે ઝડપથી પહોચી જઇશ હુ ધારૂ છુ કે હુ જરા ઝુરીશ, હું તમને જલદીથી પકડી પાડીશ (૧૭) તેથી તે સસલુ ઇ ગયું, અને જલદીથી ભર ઉંઘમા પડયુ તેણીએ તે કાચબો, જ્યારે તે જગાએ ધીમે ધીમે આવ્યો, ત્યારે તેના નાના પગલા સાભળ્યા નહિ જ્યારે તે પછવાડે જોવાને કદી ન થોભતા, મકકમ પણે આગળ ચાલ્યો, ત્યારે તેણીએ તેને જોયો નહિ. (૧૮) તરતજ તે સસલુ જાગી ઉઠયુ, અને પવનની માફક દોડી જવાને તૈયાર થઇને કુદકો મારીને ઉભું થયુ, તેણી બોલી ઉઠી, કાચબો કયા છે? ખેતરને નાકેથી એક અવાજ આવ્યો, જુઓ, ધીમો દ્રઢ સરત જીત્યો છે

## THE TWO PORTRAITS.—બે ચિત્રો.

૧. વિકટોરિયા રાણીના સૌથી નાના છોકરા શાહજાદા લીયોપોલ્ડે લીવરપુલ ખાતે કરેલા ભાષણમા એકવાર કહ્યુ હતુ —હુ ધારૂ છુ કે એક ગરીબ માણસનુ ભોજન કાન્વ, કચરો અને એકલપેટાઇથી કેવુ બને છે, અને તેજ ખરચમા કર કસર, સંભાળ અને સ્વચ્છતાથી તે કેવું બને છે, તેનો તફાવત જોતા બચપણથી જો છોકરાને શીખવવામા આવે, તો આપણે આપણા મોટા દુશમન પીણાને કાબુમા લઇશુ—એક પુરો ભયકર દુશમન, જેનેથી ઇગ્લાડને બીહવુ છે (૨) એક દિવસ એક શિક્ષકે, પોતાના નિશાળિયાઓ આગળ તે શાહજાદાના ભાષણનો આ ભાગ વાચ્યા પછી, તેઓને કહ્યુ, છોકરાઓ, તમે કદી બે ચિત્રોની વાત કદી સાભળી હતી? મને તમને તે કહેવા દો. (૩) એક ચીતારો એકવાર એક ચહેરો ચીતરવા માગતો હતો, કે જે નિરદોષપણુ દેખાડવા કામ લાગે એક દહાડો જ્યારે તે મહોલ્લામાથી પસાર થતો હતા, ત્યારે તેણે એક નાના બાળકને જોયુ, કે જેનો ચહેરો સૌથી પ્રકાશીત સૌથી ખુબસુરત, અને સૌથી સુદર, જે તેણે કદી જોયો હોય, તેવો હતો (૪) તે પોતાના મન સાથે બોલ્યો, જે મને જોઇએ છે તે તેજ છે તે બાળકના માબાપે પોતાના નાના છોકરાના માથા અને ચહેરાની છબી રગવાની તેને રજા આપી. જ્યારે તે ચિત્ર પુરૂ કરી રહયો, ત્યારે તેણે તે તેના અભ્યાસના ઓરડામા ટાગ્યુ દરેક જણે તેની વખાણ કીધી (૫) તે ચહેરાનો સુદર, નરમાસવાળો દેખાવ નિરદોષપણાનુ એક સપુર્ણ ચિત્ર જણાતુ હતુ. જ્યારે તેને હરકત થતી હતી, અથવા હેરાનગતી પુગતી હતી, ત્યારે તે વારવાર તેની તરફ ટીકીને જોતો હતો, અને તે તેને શાત કરતુ અને તેને સારૂ કરતુ જણાતુ હતુ (૬) તે ચીતારાએ ત્યારપછી કહ્યુ કે આનાથી તદ્દન ઉલટુ બીજુ માથુ ચીતારવા તેને ગમે છે—બને તેટલુ તેનાથી જુદુ ત્યારપછી તે પેલા બે ચિત્રોને પાસે પાસે ટગાવશે, એક નિરદોષપણાનુ ચિત્ર, અને બીજુ ગુનાહનુ ચિત્ર (૭) કોઇબી ચહેરો, જે બીજા ચિત્રને માટે ચાલે, તે મળતા ઘણા વર્ષ પસાર થઇ ગયા આખરે તે એક દહાડો એક બદીખાનાની મુલાકાત લેતો હતો, જ્યા તેણે ઘણાજ બીહામણા દેખાવનો માણસ જે તેણે કદી જોયો હોય, તે જોયો લાલચોળ આખ સાથનો, અને ગુનાહથી ઉડી નીશાની પડેલા ગાળ સાથનો તેના ચહેરાનો ઝનુની સોરાઇ ગયલો દેખાવ હતો (૮) જે પળે તેણે તે માણસને જોયો, તેજ પળે તે પોતાના મન સાથે બોલ્યો, મારા બીજા ચિત્રને માટે આ ચાલશે. તે ખુબસુરત બાળકનુ ચિત્ર, જે તેના અભ્યાસ કરવાના

ઓરડામાં એટલો લાબો વખત થયો ટાગેલું હતુ, તેની પાસે ટાગવાને માટે તેણે તે બીહામણા ચહેરાનુ ચિત્ર રગયુ જ્યારે તે બે ચિત્રો પાસે પાસે ટાગવામા આવ્યા, ત્યારે અરે તેઓ વચ્ચે કેટલુ ઉલટાપણુ હતુ! એક ફરેસ્તાના જેવા બાળકના ચિત્ર જેવુ દેખાતુ હતુ, બીજુ એક શેતાનના ચહેરા જેવુ દેખાતુ હતુ (૯) પણ જ્યારે તે ચીતારો પેલા બદીવાનની તવારીખ જાણવા પામ્યો, ત્યારે તમે વિચાર કરો કે તેણે કેટલી અજાયબી લાગી હશે, જ્યારે તેને માલમ પડયુ, કે આ માણસ તેજ શખસ હતો, કે જેનો ચહેરો, જ્યારે તે એક બાળક હતો, ત્યારે તેણે નિરદોષપણાના ચિત્ર તરીકે રચ્યો હતો (૧૦) આ મોટો ફેરફાર શાથી થયો હતો? પાચ અક્ષરના એક નાના શબ્દથી,—દારૂ નિશાળ છોડયા પછી તે નાનો છોકરો રફતે રફતે લાલચમા પડયો હતો રફતે રફતે દારૂથી તે ગુનાહ તરફ દોરવાયો હતો, અને હવે તે બદીખાનાનો સાથી હતો તેના શિક્ષકે કહ્યુ (૧૧) અરે, કોણ કહી શકશે કે થોડા વર્ષમા આપણામાના કોઇનુ શુ થશે? તમારા પોતાના ફાયદાને માટે, જે પગલુ વીકટોરિયા રાણીનો ભલો દીકરો બતાવે છે તે લેઓ. દારૂને કદી અડકતા ના, કારણ કે ત્યારેજ તમે સલામત રહેશો યાદ રાખજો કે સઘળા છાકટાઓ એકવાર નિરદોષ બાળકો હતા, અને આજના કેટલાક છોકરાઓ ભવિષ્યના છાકટા બનશે. (૧૨) જોકે તે આપણને ગુનાહ તરફ દોરવી ન લઇ જાય, તોપણ દારૂનો ઉપયોગ આપણા પોતાના સુખનો, અને આપણી આસપાસના બધાના સુખનો નાશ કરશે એક માણસને વિષે એક જુની કથા છે, કે જેણે ઠડીથી લગભગ મરી ગયલા એક સાપને ગરમી આપવાને પોતાની છાતીમા મૂકયો, અને જ્યારે તે પ્રાણી સજીવન થયુ, ત્યારે તેણે પેલા માણસને ડખીને લગભગ મારી નાખ્યો દારૂના બાબમા પણ તેમજ છે જોકે પહેલ વહેલા તે નિરદોષ છે, તોપણ આખરે તે એક સાપની માફક કરડે છે, અને એક સાપની માફક ડખે છે (૧૩) તમે એક આશાની ટોળીમા જોડાશો? અને રાણીના દીકરાના માનમા આપણે તેને આશાની બાદશાહી ટોળી કહીશુ હુ જે કહુ છુ, તે તમારા મા બાપને કહેજો અને તેઓની બહાળી મેળવજો (૧૪) તે છોકરાઓએ તે પ્રમાણે કર્યુ આશાની નિશાળની એક ટોળીને ઉતેજન આપવાને માબાપો અને મિત્રો ખુશી થયા, અને છોકરાઓને ઉતારી લેવાને માટે શિક્ષકે કાળા પાટીયા ઉપર સભાસદ પણાનો આ ખરડો લખી કાઢયો —

## આશાની એકદીલીની બાદશાહી ટોળી.

મારા પોતાના ફાયદાને માટે, અને જ્યારે હુ મોટો થાઉ, ત્યારે લાલચમા દોરવાઈ જતો અટકવા માટે, હુ આ લખીને આશાની એકદીલીની બાદશાહી ટોળીનો એક સભાસદ મને પોતાને જાહેર કરૂ છુ મારા માબાપની બહાલીથી, હું ફરી દારૂનો ઉપયોગ નહિ કરવાનું વચન આપુ છુ, અને મારા સાથીઓને તેજ પ્રમાણે ચાલવાને લલચાવવાને મારાથી બનતુ કરવાનુ વચન આપુ છુ.

નામ ______________________

નિશાળ ______________________

શહેર અને તારીખ ______________________

(૧૫) જ્યારે છોકરાઓ આશાની એકદીલીની બાદશાહી ટોળીના સભાસદો થયા, ત્યારે માબાપો રાજી થયા તેઓએ ધાર્યુ કે નિશાળની જીદગીનુ આ કામ તેઓના છોકરાની ભવિષ્યની જીદગીમા તેઓને દિલાસા સમાન થઇ પડશે, અને છોકરાઓ જ્યારે પોતે પોતાને માટે જીદગીની લડાઇ શરૂ કરે ત્યારે તે પાછુ યાદ કરવું ખુશાલી સમાન થઇ પડશે.

# THE AMBITIOUS BOY.—લોભી છોકરો.

(૧) સોફાયા કાકીએ જ્યારે પોતાના ભત્રિજો, જે પોતાની પેનસીલ વડે રોકાયલો હતો, તેના ખભા ઉપરથી જોયુ, ત્યારે તેણી બોલી, સેસીલ, હુ અગાઉ કદી જાણતી ન હતી કે તમને ચિત્રકળાનો એટલો શોખ હતો ખરેખર તમે ઘણો સુધારો કીધો છે (૨) સેસીલ બોલી ઉઠયો, જેમ મેં આ મુદતમા ઠડાવ કર્યો છે તેમ જો હું ચિત્રકળાને માટેનુ ઇનામ જીતી જવાનો હોઉં તો મને તેમ કરવાની જરૂર છે (૩) તેની કાકીએ કહ્યુ, હુ તો ધારતે કે તમને લી સામે જીતવાનો થોડોજ સંભવ હતો તે એક ચિતારાનો દીકરો છે, અને કોઇ લગભગ કહે, તેમ તેણે પોતાના પાળણામાથી પોતાની પેનસીલ વાપરી છે (૪) જાણે કે તે જે કહેતો હોય તે કરવા માગતો હોય તેમ પોતાના ચિત્રમા એક ઝાડની ડાખળી ચીત્રી કાઢીને સેસીલ બોલ્યો, ત્યારે તો તેને હરાવવામા બેવડી ખુશાલી લાગશે હુ હમણા આ ઉપર દિવસના ચાર કલાક મહેનત કરૂ છુ, તે બે કલાક કરતા કદી વધારે દોરતો નથી (૫) સોફાયા કાકીએ કહ્યું, હુ આશા રાખુ છુ કે તેને માટે તમે તમારા લેટિન તરફ બે દરકાર નહિ બનતા હોવ. તમને આ છેલ્લા ત્રણ વર્ષ થયા દર મુદતે લૅટિન ભાષામા ઇનામ મળે છે (૬) મગરૂરી ભરેલા હસવા સાથે સેસીલે જવાબ આપ્યો, હા, તેમા મારી સાથે હરીફાઇ કરી શકે એવો હમારા વર્ગમા કોઇ છોકરો નથી, જોકે રસલ હમણા સખત મહેનત કરે છે પણ હુ એક ઇનામથી સંતોષ પામતો નથી. ચિત્રકળાને માટે રંગનો ડાબડો, જે મેળવવા માટે ટૉમ લી એટલો ખાતરીપુર્વક છે, તે જ્યાસુધી મને મળે નહિ, ત્યાસુધી હુ જંપીને બેસી શકીશ નહિ, એક ચિતારાના દીકરાને તેના પોતાના ધંધામા હરાવવો એ ઘણું જ સરસ છે (૭) તેની કાકીએ તેના ખભા ઉપર ધીમેથી પોતાનો હાથ મૂકીને કહ્યુ, સંભાળ રાખજો, કે જે ઇનામ તમને ઘણુ ખરૂ નથી મળવાનુ, તેને માટે તમે લૅટિનનુ ઇનામ ખોવ નહિ જે કુતરાએ ઓળો પકડવા જતા ચીજ પાડી નાખી હતી, તેની કથા યાદ રાખજો—સેસીલે કહ્યું, મને તે વાત કહો (૮) જ્યારે એક કુતરો પોતાના મોઢામા એક હાડકુ લઇને એક નાળુ ઓળંગી જતો હતો, ત્યારે તેણે સ્વચ્છ પાણીમા પોતાનો પડછાયો જોયો, અને તેને ભૂલમા બીજો હાડકુ લઇ જતો બીજો કુતરો ધાર્યો પોતાની પાસે જે હતુ તેથી સંતોષ ન પામીને તે લોભી પ્રાણીએ જે હાડકુ હેઠે પાણીમા જોયુ તે તરફ ઝુટ મારી (૯) તેમ કરતા તેણે તે ખરેખરૂ હાડકુ નાખી દીધુ, જે નાળામા પડયુ, અને જતુ રહ્યુ જેઓ જોઈએ તે કરતા વધારે લેવા જાય છે, તેઓ પોતાની પાસે જે હોય છે, તે વારવાર ગુમાવે છે (૧૦) જે દિવસે ઇનામ જીતનારાઓના નામ વાચવામા આવ્યા, તે દિવસે સેસીલ નિશાળેથી શોકાતુર અને ગંભીર ઘર આવ્યો તેના દેખાવ ઉપરથીજ તેની કાકીને જણાઇ આવ્યુ, જેથી સવાલ પુછવાની તેણીને તસ્દી પડી નહિ, પણ તેની નાની બહેન રોઝી એટલી બધી વિચારવંત ન હતી (૧૧) તેણી તેની આગળ આતુરતાથી દોડી જઇને બોલી ઉઠી, અરે સેસીલ, મને કહો કે તમને બે ઇનામ મળનાર છે? સેસીલ ફફડીને બોલ્યો, નહિ તે બાળક દલગીરી ભરેલા અવાજે બોલી, ફકત એક. તે છોકરો બબડયો, એકબી નહિ લીને હરાવવાની કોશેશ કરવામા હુ એટલો તો ગુંટાઇ ગયો કે હુ રસલ સામે ટકી શક્યો નહિ. (૧૨) સેસીલ એટલો તો ગુસ્સા ભરેલા મીજાજે એક ખુરસી ઉપર બેસી ગયો, કે રોઝિએ પણ તેને વધારે સવાલ પુછવાની હિમ્મત કીધી નહિ. તેઓની કાકીએ ચુપચુપ આશા રાખી કે તે ધડો જે મહેનત પડી, તે મહેનત લેવા જોગ થઇ પડે, અને તે લોભી છોકરાને ફરીથી તે કથામાના કુતરા વિષે યાદ દેવડાવવાની જરૂર ન પડે.

## PERSEVERE.—ખત રાખો

(૧) છોકરાઓ, ખીલો સીધો મારો, તેને માથા ઉપર મારો, છોકરાઓ, જ્યારે લોખંડ લાલ હોય, ત્યારે તમારા સઘળા જોરથી મારો (૨) છોકરાઓ, જ્યારે તમને કામ કરવાનુ હોય, ત્યારે મરજીથી કરો, છોકરાઓ, જેઓ મથાળે પહોંચ છે, તેઓએ પહેલા ટેકરી ઉપર ચઢવુ જોઇએ (૩) છોકરાઓ, તળીયે ઉભા રહીને, આકાશ તરફ ટીકીને જોતા, જો તમે કદી કોસેશ કરો નહિ, તો છોકરાઓ, તમે ઉપર કેમ પુગી શકો? છોકરાઓ, જોકે તમે વારવાર ગબડી પડો, તોબી નિરાશ થતા ના, છોકરાઓ,—કોશેશ કરો અને ફરીથી કોશેશ કરો, તમે આખરે ફતેહ પામશો.

## WHITTINGTON AND HIS CAT.—I.

### ઉવ્હિટિંગટન અને તેની બિલાડી.—ભાગ પહેલો

૧ એડવર્ડ ત્રીજા રાજાના વખતમા એક નાના ગામડામા ડીક ઉવ્હિટિંગટન નામનો એક નાનો છોકરો હતો, જેના બાપ અને માય, જ્યારે તે ઘણો નાના હતો, ત્યારે મરણ પામ્યા હતા તે કામ કરી શકે એટલી મોટી ઉમરનો ન હતો, તેથી લાંબા વખત સુધી ખરાબ અવસ્થામા હતો, જ્યાસુધી એક માયાળુ પણ ગરીબ બુઢી સ્ત્રીએ તેના ઉપર દયા કરી, અને પોતાનુ નાનુ ઝુંપડુ તેનુ ઘર બનાવ્યુ. (૨) તેણી હમેશા તેને સારી શીખામણ આપતી હતી, અને તે ઉદ્યોગી અને સારી રીત ભાતવાળો થયો, અને ગામડામા મોટો માનીતો થયો જ્યારે તે આશરે ચૌદ વર્ષની ઉમરનો થયો, અને એક મજબુત સારા દેખાવનો છોકરો થયો, ત્યારે તે બુઢી સ્ત્રી મરણ પામી, અને તેને પોતાનુ ગુજરાન કેમ મેળવવુ તેને માટે ખોળ કરવી પડી (૩) હવે ડીક એક ઘણો ચતુર છોકરો હતો, અને દરેક જણ, જે તેને કાંઇબી ઉપયોગી કહી શકે, તેને સવાલો પુછીને જ્ઞાન મેળવવાનો સોખીન હતો. આ રીતે તેણે લંડનના અજાયબ જેવા શહેર વિષે તેણે ઘણુ સાભળ્યુ હતુ, ખરેખરૂ હતુ તેના કરતા ખરેખર વધારે સાભળ્યુ હતુ, કારણ કે ગામડેના લોકો તેને વિષે એક એવી જગા તરીકે વાત કરવાને શોખીન હતા, કે જ્યા મહોલ્લાઓમા સોનાની ફરસબંદી કરેલી હતી, અને જ્યા સઘળા લોકો સુંદર બાનુઓ અને ગૃહસ્થો હતા (૪) ડીક લંડન જઇને તે પોતાની નજરે જોવાને ઘણો આતુર હતો, એવી આશાએ કે એટલી મોટી અને તવંગર જગામા, એક ગરીબ ગામડાના કરતા તે વધારે સારી રીતે કામ ચલાવી શકશે (૫) એ ઉપરથી એક સુંદર ઉનાળાની સહવારે પોતાના ગજવામા ઘણાજ થોડા પૈસા લઇને, તોપણ આનંદી આશાભર તે પોતાની મુસાફરીએ નીકળ્યો થોડાક કલાક ચાલ્યા પછી અને ઘણી ઠાક લાગ્યા પછી, લંડન જતા એક ભારી ગાડાને તેને પકડી પાડ્યુ (૬) ડીકે ઘણી ધાંધળ વગર પોતાની યોજના તે ગાડાવાળાને કહી સમજાવી, અને તેને અરજ કીધી કે પાછો ચાલવા દેવાને જ્યાસુધી તેના પગને પુરતો આરામ મળે, ત્યાસુધી તેને ગાડામા બેસવા દેવામા આવે આ પેલા માણસે કબુલ કીધુ, અને એ પ્રમાણે થોડો ગાડામા બેસીને, અને થોડો તે ગાડાવાળાની સાથે સાથે ચાલીને ડીક તે મોટા શહેરમા પુગ્યો (૭) પોતાને ખરેખર લંડનમા જોઇને, જોકે ડીકનુ હૈયુ ખુશાલીથી ધડક્યુ, તોપણ મહોલ્લા અને ઘરોનો દેખાવ જોઇને તે જરા નિરાશ થયો તે શહેર પહેલી નજરે જણાયુ તેના કરતા તેણે એક વધારે ભપકાદાર અને વધારે તવંગર જાતની જગા જોવાનો તેણે વિચાર રાખ્યો હતો. (૮) તે માયાળુ ગાડાવાળાથી છુટો પડ્યા પછી ડીકની પાસે એક બે જુજ ભોજનને માટેજ પૈસા રહ્યા હતા. અને જે ભપકાદાર મહોલ્લા અને સુંદર લોકોવિષે તેણે

સાભળ્યુ હતુ, તે દરપળે જોવાની આશાએ એક આખો દહાડો રખડયા પછી, તે ઠાક અને ભુખથી એટલો તો કટાળેલો અને નબળો જણાયો કે તે એક દરવાજાના પગઠીઆ ઉપર બેસી ગયો, અને રડીને ઉઘાઇ ગયો (૯) ડીક આખી રાત ખુલ્લી હવામા રહ્યો, અને બીજી સહવારે તે ઉઠયો, અને પોતાની વાત કહેવાને તેને ઉતેજન આપવાને કોઇ માયાળુ ચહેરાની આતુરતાથી તપાસ રાખતો, તે પાછો મહોલ્લાઓમા ભટકયો (૧૦) આખરે પોતાની આસપાસ જોતા તેણે મોટા ઘરના દરવાજા ઉપર એક અજાયબ જેવા દેખાવના ઠોકનારને જોયો, અને તેણે વિચાર્યુ કે જો તે ઠોકે, અને કોણ આવે છે, તે જોવાને યોભે, તો તેમા કાઇ ખોટુ થશે નહિ. હવે તે ઘર ફિટઝઉવૉરન નામના એક તવગર વેપારીને લગતુ હતુ. (૧૧) તેનો બબરચી, જે એક ફીકકા ચહેરાની, ખરાબ સ્વભાવની સ્ત્રી હતી, તેણે દરવાજો ઉઘાડયો જ્યારે તેણીએ જોયા કે તે એક ગરીબ, નખાઇ ગયલા દેખાવના એક ગામડીયો છોકરો હતો, કે જેણે. જ્યારે તેણી ખાણુ તૈયાર કરતી હતી, ત્યારે તેણીને હરકત કીધી હતી, તેથી તેણી તેણે તોછડાઇથી ધમકાવવા લાગી અને તેને ચાલી જવા કહ્યુ (૧૨) ડીકના સારા નસીબે, મી ફિટઝઉવૉરન તેજ પળે દરવાજા આગળ આવી લાગ્યો, અને તે ગરીબ છોકરાની વાત ધ્યાનથી સાભળી, અને તેના પ્રમાણિક દેખાવ અને સાદી ભાષાથી એટલો તો ખુશી થયો, કે જ્યાસુધી કોઈ યોગ્ય રીતે તે પોતાનુ ગુજરાન મેળવવાને શકિતવાન યાય ત્યાસુધી તે માયાળુ વેપારીએ ડીકને ઘરમા લઇ જઇને તેની બરદાસ્ત લેવાનો હુકમ આપ્યો (૧૩) તે વેપારીની દીકરી એલીસ, જે ડીકના જેટલીજ ઉમરની હતી, તેણે આ સઘળુ અછતુ સાભળ્યુ, અને તે બબરચીનુ કઠણ હૈયુ સારી પેઠે જાણતી હોવાથી, તેણીની અદેખાઇ અને ઘાટકી વર્તણુકમાથી બચાવી લેવાને પોતાથી બનતુ કીધુ. તેણીના માયાળુ અતકરણથી તે ગરીબ માબાપ વગરના છોકરાને માટે તેણીને લાગી આવ્યુ, અને પોતાના માબાપ પાસે તેણીની બરદાસ્ત લેવાડવાને પોતાથી બનતુ કીધુ (૧૪) તેણી એટલે સુધી ફતેહ પામી કે તેઓ કબુલ થયા કે જો ડીક બબરચીને મદદ કરીને, અને બીજી રીતે ઉપયોગી થઈ પડે, તો તે ઘરમા રહે તોપણ આ ઘણી સહેલી બાબદ ન હતી, કારણ કે તે બબરચીને તે છોકરો પહેલાથીજ ગમતો ન હતો, અને તેને દુખી કરવાને પોતાથી બનતુ કરતી હતી (૧૫) ઘાટકીપણાના બીજા કામોમા તેણીએ તેને, એક કાતરીયુ કે જ્યા ઉદરા અને ઘુસો દલગીરી ઉપજે એવી રીતે હેરાનગતી આપતા હતા, ત્યા સુવાડયો. ડીકે પોતાના શેઠને કહેવાની હિમ્મત કીધી નહિ, અને તે ઉપરાત તેને તોફાન કરવા ગમતુ ન હતુ. (૧૬) તેથી જ્યાસુધી તેનાથી ખમાયુ ત્યાસુધી તેણે પોતાના દુખો ખમ્યા, પણ તેણે ઠડાવ કર્યો કે જ્યારે તેની પાસે પુરતા પૈસા થાય, ત્યારે તે એક બિલાડી ખરીદશે.

## WHITTINGTON AND HIS CAT.—II.

## ઉવ્હિટિગટન અને તેની બિલાડી.—ભાગ બીજો.

(૧) એક દહાડો જ્યારે તે દરવાજો સાફ કરતો હતો, ત્યારે તે આગળથી પસાર થતી એક ગરીબ સ્ત્રીએ તેને એક બિલાડી વેચવાની માગણી કીધી અને જ્યારે તેણીએ તેની વાત સાભળી, ત્યારે તેણીએ તેને એક પેનીમા આપી (૨) ડીક પોતાની બિલાડીને કાતરિયા ઉપર લઇ ગયો, અને વફાદારીથી દરરોજ પોતાના ભોજનનો એક ભાગ તેને માટે લઇ જતો હતો કોઇ કોઇ વાર જ્યારે તે કામે જતો હતો, ત્યારે તે પુસાને પોતાની સાથે લઇ જતો હતો, તેથી તેઓ જલદીથી મોટા મિત્રો થયા. (૩) બિલાડીએ ઘણા જલદીથી ડીકના રાતના પરોણાઓ ઉંદરો અને ઘુસોની

કાસળ કાઢી તેણી એક સારી ઉંદર પકડનાર હતી . એટલુ જ નહિ, પણ તેણી પોતાનો શેઠ ઘણીક નાની કળાઓ તેણીને શીખવતો હતો, તે શીખવામા ઘણી હુશિયાર અને ચપળ હતી. (૪) એક દહાડો, જ્યારે ડીક તેણીની સાથે ગમત કરતો હતો, ત્યારે તે પોતાની નાની શેઠાણી ઍલિસના આવવાથી ઘણો અજબ થયો, કે જેણી ત્યારપછી લગભગ ડિકના જેટલીજ તે બિલાડીને ચાહવા લાગી. (૫) આ જુવાન બાઇ હમેશા તે ગરીબ છોકરાના મિત્ર તરીકે રહી, અને બબરચી તરફથી તે જે ખરાબ વર્તણુક ભોગવતો હતો, તેમા તેને આથી દિલાસો મળતો હતો, કે જે બબરચી કોઇ કોઇ વખત તેને સખત માર મારતી હતી ઍલિસ દેખાવે ખુબસુરત ન હતી, પણ જે વધારે સારૂ હતુ, તે એ હતુ કે તેણી ઘણી નરમાસવાળી હતી, અને તેનામા ઘણીજ મનપસદ રીતભાતો હતી (૬) જ્યારે તેમા કાઇ અજાયબ જેવુ ન હતુ કે હ્વિહિટિગટન, તે બબરચીની ખરાબ વર્તણુકથી દુ ખી થતો, આ માયાળુ નાની શેઠાણીને એક ફરેસ્તા જેવી ગણતો હતો તેની આબરૂ ભરેલી વર્તણુક, અને સચાઇના તેના પ્યારથી ઍલિસને તેને માટે એટલી તો કાળજી હતી કે તેણીએ પોતાના બાપને કહ્યુ કે શીખાઉઓમાના એકને કહો કે તેને લખતા શીખવે—કારણ કે તે અત્યાર આગમજનો ઘણી સારી રીતે વાચી શકતો હતો , અને લખવામા અને વધુ જ્ઞાન મેળવવામા તેણે જે વધારો કીધો, તે અજબ જેવો હતો (૭) તે વેપારી પાસે હમણા એક વહાણ હતુ , જે હકારી જવાને તૈયાર હતુ , અને જેમ તેની રીત હતી તે પ્રમાણે તેણે પોતાના કુટુબ અને નોકરોને પોતાની આસપાસ બોલાવ્યા, અને તે સઘળાઓને વારા ફરતી, તે નાખુદાની ખાસ સભાળ તળે પોતાની ઈચ્છા અથવા શકિત મુજબ એક નાનો સાહસ ઉઠાવવા કહ્યુ . (૮) બિચારા ઉવ્હિટિગટન શિવાય સઘળાઓએ કાઇ આપ્યુ, જેની પાસે માલ કે પૈસા ન હોવાથી, ખીજવાટ અને શરમથી રડી પડયો ત્યારપછી તેની માયાળુ મિત્ર ઍલિસે તેને કાનમા કહ્યુ , ડિક, તમારી બિલાડીને મોકલો, અને તરતજ તેણે પોતાના વફાદાર મિત્ર અને સાથી બિલાડીને રજુ કીધી, અને તેણીને વહાણ ઉપર લઇ જઇને, તે નાખુદાના હાથમા તેણીને આપી (૯) તોપણ તેની જુવાન શેઠાણીએ તે બિલાડીના સારા ગુણો તે નાખુદાને જણાવવાને સારી સભાળ લીધી, કે જેથી કરીને ડિકના ફાયદાને માટે તે તેણીનો ઘણોજ સારો ઉપયોગ કરે. (૧૦) પોતાની બિલાડીના જતા રહેવા પછી ડીકને જરા દલગીરી લાગી અને તેના દુશમન, પેલી બબરચીએ પોતાની ઘાટકી વર્તણુકથી તેના કગાળીયતપણામા વધારો કીધો તેણી તેને તેના સરસ સાહસ કામ વિષે, અને તેમાથી તેને જે મોટી દોલત મળશે, તે વિષે હમેશા ખીજવતી હતી. (૧૧) તે ઉપરાત તેની જુવાન શેઠાણી તરતજ કોઠે મળવા ગયલી હોવાથી ઘરથી ગેરહાજર હતી , તેથી તે બિચારો તદ્દન નિરાશ થઇ ગયો, અને પોતાના પજવનાર સાથે એકજ ઘરમા વધુ વાર રહી શકયો નહિ (૧૨) મગજની આ શોકાતુર હાલતમા તેણે મી ફિટઝઉવૉરનનુ ઘર છોડવાનો વિચાર કીધો. તે ઉપરથી, તે એક સહવારે ઘણે સકારે કોઇનેબી જણાય નહિ તેમ નીકળ્યો, અને શહેરની બહાર રખડયો (૧૩) થાકી જઇને અને દુ ખી થઇને તે રસ્તાની બાજુએ એક મોટા પથ્થર ઉપર બેઠો આ પથ્થર ઉપર તે બેઠેલો હોવાથી, તેને આજ દીન સુધી ઉવ્હિટિગટનનો પથ્થર કહેવામા આવે છે (૧૪) તરતજ તે જરા ઝુકાયો, કે જેમાથી બો ઘંટના અવાજથી તે જાગી ઉઠયો, કે જે ઘટો સાથે વાગવા મડયા જ્યારે તે ઘટો સાભળતો હતો, ત્યારે તેઓ તેને કહેતા જણાયા ઉવ્હિટિગટન લડનના લૉર્ડ મેયર, પાછો ફર (૧૫) તે પોતાના મન સાથે બોલ્યો, લડનનો લૉર્ડ મેયર ! કાય, લડનનો લૉર્ડ મેયર થવાને હુ કાઈબી દુ ખ ખમીશ. ઠીક હુ પાછો જઈશ, અને કાઇબી મુસીબત ખમીશ, કે જેથી આખરે હુ લડનનો લૉર્ડ મેયર થાઉ તેથી તે પાછો જેમ બને તેમ ઝડપથી ઘર તરફ ફર્યો, અને સારે નસીબે તેની ગેરહાજરી

જણાયા વગર તે ઘરમા ગયો. (૧૬) ડીક હવે પોતાના માનવંત શેઠ, અને પોતાની માયાળુ જુવાન શેઠાણીને ઉપયોગી થઇ પડવાને માટે હમેશના કરતા વધારે કોશેશ કીધી.

## WHITTINGTON AND HIS CAT.—III.

## ઉવ્હિટિંગટન અને તેની બિલાડી.—ભાગ ત્રીજો.

૧ મી ફિટ્‌ઝઉવૅારનનુ વહાણ યુનિકૅાર્નને કમનસીબે ઘણી તોફાની ઋતુ મળી. ઘણા દિવસ સુધી ઉલટા પવનથી ઘસડાયા કીધા પછી, આખરે આફ્રિકાના કિનારા ઉપર એવી જગાએ જમીન જણાઈ, કે જે દોલતથી ભરપુર હતી. (૨) ત્યાના લોકો, જે મુખ્ય કરીને સામળા હતા, તેએ પરોણાગત કરનારા હતા, અને ગોરા માણસોના વહાણોની મુલાકાતથી ઘણા રાજી થતા હતા જેવું ત્યાના રાજાએ યુનીકૅાર્નના આવી પુગવા વિષે સાભળ્યું, તેવોજ પોતાના કેટલાક મોટા માણસોને, તે નાખુદા અને તેના થોડાક સાથીઓને દરબારની મુલાકાત લેવાનુ અને પોતાની, અને પોતાની રાણી સાથે ભોજન લેવાનુ આમંત્રણ કરવાને મોકળ્યા (૩) તે ટાકણાને માટે એક ભપકાદાર ખાણુ પુરૂ પાડવામા આવ્યુ હતુ, અને તે રાજા અને તેના પરોણાઓએ ઘણો ખુશમીજાજ અને સારી લાગણી બતાવી, પણ જ્યારે રકાબીઓ ટેબલ ઉપર મૂકવામા આવી' ત્યારે તે ગોરા પરોણાઓ, ઉદરો અને ઘુસોને મોટી સંખ્યામા જોઈને અજબ થયા, કે જે ઉંદરો પોતાની સંતાવાની જગાએથી આવ્યા, અને ઘણા થોડા વખતમા ટેબલ ઉપરની લગભગ દરેક ચીજ ખાઇ ગયા. (૪) રાજા અને રાણી આને એક અસાધારણ બનાવ તરીકે ગણવા લાગ્યા નહિ, જો કે તેઓને તદ્દન શરમ લાગી કે તેવો બનાવ આ વખતે બન્યો. તે નાખુદાએ ઘણો અજાયબ થઇને પુછ્યુ કે આ પીડાકારક પ્રાણીઓની તે કાસળ કાઢવા માગે છે કે નહિ. (૫) તે રાજાએ કહ્યુ, ખચીત, તેઓની કાસળ કેમ કાઢવી તે જો કોઇ મને દેખાડે, તો હું તેને મારા રાજમાના કોઇના પણ કરતા વધારે તવંગર બનાવીશ તે નાખુદાએ ઘણો ખુશી થઇને કહ્યું કે મારી પાસે વહાણઉપર એક પ્રાણી છે, કે જે ઉંદરો અને ઘુસોના એક આખા કુટુંબનો નાશ કરશે (૬) તે રાજા અને રાણીએ અજાયબી અને ખુશાલીથી તે બિલાડીના સારા ગુણોનો તે નાખુદાએ કહેલો અહેવાલ ધ્યાનથી સાભળ્યો, અને તેણીની શકિત તપાસી જોવાને આતુર હતા. આ ઉપરથી બિલાડીને એક ટોપલીમા કિનારે લઇ જવામા આવી (૭) બીજુ ખાણું, જે તૈયાર કરવામા આવ્યુ, અને પીરસવામા આવ્યુ, તેની ઉપર પણ આગલાજ ખાણાની માફક હુમલો થવા જતો હતો, એટલામા તે બિલાડી ઉદરો અને ઘુસોના ટોળામા, કેટલાકને મારી નાખતી, અને બાકીનાઓને એક મિનિટ કરતા ઓછા વખતમા નસાડી મેળતી તુટી પડી. (૮) આ બનાવથી ઉપજેલી ખુશાલી કરતા કાઇ વધુ ન હતુ તે રાજા અને રાણી અને ,સઘળા દરબારીઓએ બિલાડીના બેહદ વખાણ કીધા. પહેલા તો રાણી આવી શકિતના પ્રાણીને હાથ લગાડવાને બીધી. પણ થોડો વખત પછી જ્યારે તેણીએ જોયુ કે તે બિલાડી શાત રહી હતી, ત્યારે તેણીએ તેની પીઠ ઉપર પસવારવાની હિમ્મત કીધી. (૯) તે બિલાડી તરતજ તે રાણીના ઘુટણ ઉપર કુદી પડી, અને તેણીની મોટી ખુશાલી વચ્ચે મ્યાઉ મ્યાઉ કરવા લાગી. જેમવકી રાખવામા આવી હતી, તેમ આ કિમતી બિલાડીને પોતાના હબસી મિત્રો આગળ મેળી જવાને તે નાખુદાને ઘણો આગ્રહ કરવામા આવ્યો, અને આવી કિમતી ભેટને માટે તેઓ ખચીત ઘણો પાદશાહી બદલો વાળશે એમ ધારીને, તે અરજ કબુલ રાખી. (૧૦) બિલાડી તરફનો રાણીનો ચાહ બેહદ હતો, અને તેણી બીહતી હતી કે રખેને તેને કાઇ અકસ્માત થાય—રખેને ઉંદરો અને

ઘુસો હંમેશના કરતા વધારે મોટી સખ્યામા પાછા ફરે. તોપણ તે નાખુદાએ એમ કહીને તેણીને ઘણો દિલાસો આપ્યો કે બિલાડીના વહાણ ઉપર ખરચા કરચા છે, કે જે પણ દરબારને ભેટ કરવામા આવશે. (૧૧) હવે તે રાણીનુ કોમળ હૈયુ હતુ. અને જ્યારે તેણીએ ઉવ્હિટિંગટનવિષે, અને તેની બિલાડીથી છુટા પડતી વખતની તેની મોટી દલગીરી વિષે, નાખુદા તરફથી સાભળ્યું, ત્યારે તેણીને લાગ્યુ કે તેનુ માનીતુ પ્રાણી તેની કનેથી તેનાથી લેવાય નહિ, ખાસ કરીને કે જ્યારે ઉંદરો અને ઘુસોને બીધરાવવાને માટે બિલાડીના બચ્ચા તદ્દન શકિતવાન હતા (૧૨) તેથી તે બિલાડીને પાછી ટોપલીમા મૂકવામા આવી અને પાછી વહાણ ઉપર લઈ જવામા આવી. બિલાડી અને તેના કુટુંબની કીમતી સેવાને માટે તે રાજા રાણી એટલા તો આભારી થયા કે તેઓએ તે અજબ જેવી બિલાડીના માલેક ઉવ્હિટિંગટન ઉપર ઘણોક કિમતી ખજાનો મોકળ્યો, અને તે ઉપરાત તેઓએ તે નાખુદા પાસેથી તેનો બધો માલ ખરીદ કર્યો

# WHITTINGTON AND HIS CAT.—IV.

## ઉવ્હિટિંગટન અને તેની બિલાડી—ભાગ ચોઠો.

૧. તે નાખુદાએ આખરે પોતાનુ કામ પુરૂ કર્યા પછી, પોતાના આફ્રિકન મિત્રોની રજા લીધી, અને ઇંગલાડ તરફ હકાર્યું, અને લાબી ગેરહાજરી પછી લડનના બાગમા સહીસલામત આવી પુગ્યો. મી. ફિટઝઉવૅારન તે નાખુદાને પાછો જોઇને ઘણો ખુશી થઇ ગયો, કે જેને તે મરી ગયલો લગભગ ધારતો હતો (૨) પોતાને અને તે વહાણને જે બન્યું હતુ, તે સઘળાનો અહેવાલ તે નાખુદાએ આપ્યો, અને ઍલિસ કે જે પોતાના બાપ સાથે હતી તેની મોટી ખુશાલી વચ્ચે, ઉવ્હિટિંગટનના સાહસને જે મોટી ફતેહ મળી હતી, તે તેણે તેઓને કહી સભળાવી. (૩) મી. ફિટઝઉવૅારને તરતજ ડિકને તેના સારા ભાગ્યની વાત સાભળવાને બોલાવી મગાવ્યો અને તેને કહ્યું કે સખત મુસીબતમા તેની ધીરજને માટે, અને તેની સારી ચાલ અને ઉદ્યોગને માટે ખોદાએ બખશેલો તે એક વાજબી બદલો હતો (૪) જ્યારે તે આફ્રિકન રાજા અને રાણીએ તે બિલાડીના માલેકઉપર મોકળેલા ખજાનાની પેટીઓ અને ગાંસડીઓ તે અજાયબ થયલા જુવાનીયાને બતાવવામા આવી, ત્યારે તે રડી પડયો, અને પોતાના શેઠને અરજ કીધી કે તે જો તેનો મિત્ર રહેવાનું ચાલુ રાખે તો તેણે તે સઘળુ લેવું પણ તે વેપારીએ તેમાથી કશાને પણ હાથ લગાડયો નહિ; તેણે કહ્યુ કે તે ઉવ્હિટિંગટન, અને તેને એકલાનેજ લગતી હતી. (૫) તે નાખુદાએ રજા લીધી, તેની આગમજ તેણે ડિકને મશકરીમા કહ્યુ, કે તે આફ્રિકન રાજા તરફથી તમારે માટે હું બીજી ભેટ લાવ્યો છુ, અને હેઠેથી એક ખલાસીને બોલાવીને તેણે તેને પેલી ટોપલી લાવવાનો હુકમ કીધો, કે જેમાથી તેના આગળા શેઠની મોટી ખુશાલી વચ્ચે બિલાડી બાઇ કુદી પડયા, અને જ્યારે તેણે તેણીને પોતાના હાથમા લીધી, ત્યારે તેની આસપાસ મ્યાઉ મ્યાઉ કરતી, અને તેના ચેહરા સામે પોતાનું માથુ ઘસતી, તેને પાછો જોઇને તે ઘણી ખુશી થઇ ગઇ. (૬) ડિક, જે સઘળા કોઇબી રીતે તેના તરફ માયાળુ હતા, તેઓનો બદળો વાળીને પોતાની દોલતનો ઉદાર અને બરાબર ઉપયોગ કર્યો; વળી તેના જુના દુશમન બબરચીને પણ તેણે બાતલ રાખી નહિ, જો કે શરમની લાગણીથી તેણી સીધી તેના ચહેરા તરફ જોઈ શકતી ન હતી (૭) મી ફિટઝઉવૅારન ઉવ્હિટિંગટનની મોટી દોલતનો કાઇ નહિ તો થોડો ભાગ લે, એવી તેની ખરાં જીગરની ઇચ્છા તે હમેશા ના પાડતો હતો, પણ જ્યાસુધી તે મોટો થાય, ત્યાંસુધી તેની મીલકતનો કારભાર ચલાવવાને તે કબુલ થયો. તેની ડહાપણ ભરેલી શિખાઙ

મણથી ઉન્હિટિંગટન એક આબાદ વેપારી અને એક ડાહ્યો અને સારો શહેરી થયો. (૮) ઉન્હિટિંગટન ઍલિસને ઘણીજ ચહાતો હતો, અને તેણીને રાજી કરવાને પોતાથી બનતું કરીને, તેણીનો પ્યાર જીતવાને કોશેશ કીધી. તેણી લાંબો વખત થયો તેની સાદી ચાલચલણની અને ગેરઇનસાફમા તેની ધીરજની વખાણ કરતી હતી, અને એવો વિચાર આવવાથી તેણી ખુશી થઇ કે જેને માટે તે એટલી બધી ઇચ્‍ા રાખતો હતો, તે તેને મળી હતી. (૯) તેણીના બાપ તે માયાળુ વેપારીએ તરતજ જોયુ કે તેઓને એક એકને માટે મજબુત ચાહ હતો, અને ઉન્હિટિંગટન ઉમરે આવતા, ઉન્હિટિંગટન અને ઍલિસની મોટી ખુશાલી વચ્ચે તે લગન ગોઠવાયા. (૧૦) ઉન્હિટિંગટન દર વર્ષે દરજ્જે ચઢયો, અને ઘણુ માન પામતો હતો તે રાજ સભાનો સભાસદ બન્યો, તેને વળી નાઈટનો ખેતાબ મળ્યો, અને ત્રણ વખત લંડનનો લૉર્ડ મેયર થયો—આ પ્રમાણે જેમ તેણે ધાર્યું હતુ તેમ બા ઘટથી કહેવામા આવેલી આગમચેતી પાર પડી. (૧૧) જ્યારે તે ત્રીજી વાર લૉર્ડ ર થયો, ત્યારે સર રીચર્ડે રાજા રાણીની એવી તો મોટી ધપે પરોણાગત કરી, કે રાજાએ એમ કહેવાની મહેરબાની કરી હતી,—રાજાને આવી રૈયત કદી મળી ન હતી, જેનો, એવુ કહેવાય છે કે તે લૉર્ડ મેયરે વફાદારીથી જવાબ આપ્યો, કે રૈયતને આવો રાજા કદી મળ્યો નથી (૧૨) સર રીચર્ડ ઉન્હિટિંગટન ઘણા ગરીબ લોકોનુ પાળણ કરતો હતો, અને તેણે સખાવતના ઘણા ઉમદા કામો કર્યા, કે જેથી તેની હજી સુધી યાદ જળવાઇ રહેલી છે પોતાની બાયડી ઍલિસના મરણ પછી આશરે વીશ વર્ષ જીવીને, પુખ્ત ઉમરે, માનથી ભરપુર, સઘળાઓની દલગીરી વચ્ચે તે મરણ પામ્યો

# GRUMBLE AND CHI ERY.—I.

## ગ્રમબલ અને ચિયરિ.—ભાગ પહેલો.

૧ ગ્રમબલ અને ચેરી બે ઘટીવાળા હતા, કે જેઓએ એક મોટી ઘટી રાખી હતી પડોશમાનુ દરેક જણ ચેરીને સૌથી માયાળુ, અને સૌથી આનન્દી માણસ તરીકે ગણતુ હતુ, પણ ગ્રમબલ ઘણો માનીતો ન હતો, કારણ કે તે હમેશા વખત, રૂતુ, પાડોશીઓ, ઘટી, મીસીસ ગ્રમબલ, અથવા તો પોતાના ભાગીયા ચિયરિ સાથે ચીઠડા ફાડતો હતો (૨) કોઇબી રીતે બીજા કોઇના પણ કરતા તેના ઉપર અકસ્માતો વધારે આવી પડતા જણાતા હતા લોકો કહેતા હતા કે જો ચેરી ન હતે તો ઘટીમા પાક અને પણીરની તગી પડતે, કારણ કે ગ્રમબલની એક પુરી મજાહ, બબડ, બબડ કર્યા શિવાય કાઇજ ન કરતા, પોતાના ગજવામા હાથ રાખીને આમ તેમ ફરવામાજ જણાતી હતી, જ્યારે ચિયરિ એક ચડોળ પક્ષીની માફક આનદથી કામ કરતો હતો અને ગાતો હતો (૩) એક પ્રકાશતી સહવારે ચેરી અને ગ્રમબલ એક ઘોડો ખરીદવા નીકળ્યા જ્યારે તેઓ ચાલતા હતા, ત્યારે તેઓ એક રસ્તાની વળણ આગળ ઉભા રહયા, જ્યા દેવદારના ઝાડથી ભરેલી એક ટેકરીની ચાકવાળી બાજુએ એક નાનો સાકડો ગુફો હતો, અને જ્યારે તેઓ તેની નજદીક ગયા, ત્યારે બે ત્રણ તીણા અવાજોએ ચીસ પાડી, શેઠ, હમને બહાર કાઢો, હમને બહાર કાઢો. ગ્રમબલે કહયુ, જેમ તમે અદર આવ્યા, તેમ બહાર નીકળો, તમારા પોતાના શિવાય કોણને દોષ ઘટે છે? પણ ચિયરિએ કહયુ, નહિ ગ્રમબલ, જો આપણે એક બીજાને મદદ ન કરીએ તો આપણે જીવ્યે કેમ? (૪) ત્યારપછી ચિયરિ તે ગુફાના દરવાજા તરફ ફર્યો, અને માલમ પડયુ કે ચાકનો એક મોટા ઢગ તેની નજદીકમા ગબડી આવ્યો હતો, તેથી કોઇપણ અદર જઇ શકયુ નહિ કે બહાર નીકળી શકયું નહિ. તેણે ખભા ચઢાવીને

કામ કરવા માંડયુ, અને અંદરનાઓને મોટેથી પોકાર મારીને કહયુ, મારા સારા સખશો, જોશમા હડસેલો, અને તે મોટો પથ્થર ત્રણ ચાર વાર ખસેડયા પછી, તે ગબડી પડયો, અને તે ગુફાનુ મોઢું ઉઘડયું (૫) તે ગુફામાથી ત્રણ જાડા, નાના, બુઢા માણસો નીકળી આવ્યા, જેઓ લાબા બાળ, લાબા નાક, લાબી હડપચી, અને ઘણા લાબા હાથ સાથના સૌથી વિચિત્ર નાના માણસો હતા અને એ પ્રમાણે તેઓ બહાર આવ્યા, અને નાના દેડકાની માફક તેઓ નાચ્યા, અને કુદયા ત્યારપછી એકે કહયુ, સબર, અહિયા ચેરી શેઠ છે, જેણે આપણને બહાર કાઢયા તેની માયાના બદલામા હુ તેને વચન આપુ છુ કે બજારમાથી જે ઘોડો તે ખરીદશે તે પવનની ઝડપનો હસે (૬) બીજાએ કહયુ, અને હુ કહું છુ કે તે ઘોડો બોજા અથવા કામથી કદી કંટાળશે નહિ અને ત્રીજા નાના બુઢા માણસે વચન આપ્યુ કે ત્રણ વર્ષની નોકરી પછી, તે ઘોડો ઘરની સઘળી અલાબલા લઇને નાસી જશે જ્યારે તેઓએ બોલવાનુ પુરૂ કીધુ, ત્યારે તે ત્રણ નાના માણસો ભેગા રાગે ાતા તે ગુફામા જેમ બને તેમ ઝડપથી દોડી ગયા,—હસતો ચહેરો, અને તુરત કામ લાગતો હાય આખી પૃથ્વીની દોલત કરતા સરસ છે, કારણ કે દરેક જણના બકબકારા અને ધાધળની દરકાર કર્યા વગર, જ્યારે હાથ કામ કરે છે, ત્યારે ચહેરો જાડો થાય છે. (૭) ચિયરિ તે નાના માણસોના વચનથી મોટેથી હસ્યો, અને ગ્રમબલ બબડયો, અરે! અરે! વચનો તો તુરત પૈસા આપવા બરાબર છે તેઓના ખીસામા વધારે સારો ઉપકાર ન હતો, તે દયા ઉપજાવવા જોગ હતુ (૮) તે બેઉ ઘટીવાળાઓ બજાર તરફ ચાલ્યા પણ જ્યારે તેઓ ત્યા પુગ્યા, ત્યારે તેઓએ વેચવાને માટે એટલા બધા તો ઘોડા જોયા કે કયો ખરીદ કરવો તે ચિયરિ નકકી કરી શકયો નહિ, અને ગ્રમબલે તેને મદદ કરી નહિ, પણ તેઓમાના દરેકમા કાઇને કાઇ ખામી કાઢી. (૯) નકકી ઠહાવ કરવાને અશકત થઇને લગભગ અરધો દહાડો સુધી ભટકયા પછી, એક નવાઇ જેવો, કરડા દેખાવનો, નાનો બુઢો માણસ, જે અદબ વાળીને, અને પોતાની પીઠ, ગરમ તડકાવાળી દીવાલ સામે કરીને ઉભો હતો, તે બોલ્યો, કે તેનો ટટ્ટુ (જેટલો હોઇ શકે તેટલો જાડો અને સુવાળો) વેચવાનો છે, અને વધુ વળી એ કે ચિયરિએ પોતાનીજ ઠરાવેલી કિમતે તેને લેવો (૧૦) ગ્રમબલે કહયુ કે તે ટટ્ટુ એટલો તો જાડો કે કામ કરી શકશે નહિ—તેની ખાતરી હતી કે તે તદરોરત હોઇ શકે નહિ—કે તેની દુષ્ટ આખ હતી—કે તેના પાછળા પગો બેડોળ હતા. અહિયા તે ટટ્ટુએ પોતાની પુછડી વડે એવો તો ઝપાટો લગાવ્યો, કે ગ્રમબલે પોતાના હાથ પોતાના મોઢા આગળ અફાળ્યા, અને મુગો રહયો (૧૧) ચિયરિએ તે ટટ્ટુ ખરીદયો, અને તેને માટે વીસ સોનાના સિકકા આપ્યા તેથી તેઓ ઘર ગયા, ગ્રમબલ દલગીર થઇને અને ચિયરીએ દરેક પગલે ચાલતા પોતાના ખરીદ કીધેલા ઘોડાથી ખુશી થઇને.

## GRUMBLE AND CHEERY.—II.

### ગ્રમબલ અને ચિયરિ.—ભાગ ૨ જો.

(૧) બીજી સહવારે જ્યારે ચિયરિ ઢોરને ચારો નાખવાની જગામા તે ટટ્ટુને ખવાડવા ગયો, ત્યારે તે અનાજના વાસણમા વીસ સોનાના સિકકા પડેલા હતા—તેજ સોનાના સિકકા, જે ચિઅરિએ આગળે દહાડે આપ્યા હતા (૨) તે દહાડાથી સઘળુ તે ઘટમા બરાબર ચાલ્યું. આટો હમેશા બજારમા સૌથી વહેલો જતો હતો, અને તેની સૌથી વધુ કિમત ઉપજતી હતી ત્રણ ઘોડા લઇ જઇ શકે તેના કરતા તે ટટ્ટુની પીઠઉપર વધારે કોઠળા હતા. ચિયરિએ એક ગાડું ખરીદયું, અને તેમા બને તેટલો બોજો ભર્યો, તે ટટ્ટુએ પોતાની ઝડપ કદીપણ ધીમી કીધી

નહિ, પણ આગળ ચાલ્યો, અને જ્યારે તેને પહેલ વહેલાં તબેલામાથી બહાર કાઢવામા આવ્યો, ત્યારે જેવો તાજો અને માતેલો દેખાતો હતો, તેવોજ તાજો અને માતેલો એક દિવસના કામ પછી જણાયો. (૩) એક વર્ષના અરસામા ચિયરિ એક આનંદી નાની બાયડી, તેનાજ જેવી ચપળ અને આનંદી સાથે પરણ્યો, અને કામકાજ એટલુ તો સારૂં ચાલ્યુ કે કાંઇપણ ચીઠરાં ફાડવાનું ન મળવાથી ગ્રમબલ હંમેશના કરતાં વધારે ખરાબ સ્વભાવનો થયો મુખ્ય કરીને તેને તે ટટ્ટુને માટે ઘણોજ ધિક્કાર હતો, કારણ કે તેને ઘટમા લઇ ગયા પછી થોડે દહાડે ગ્રમબલે તેના ઉપર સ્વારી કરવાની કોશેશ કીધી, અને તે ટટ્ટુએ તેને તળાવમા ડુબકી ખવાડી, કાટાની ઝાડીમાંથી ખેચી કાઢયો, અને આખરે તેને એક ખાહીમાં દુબાડયો તેથી ગ્રમબલ લાબો વખત થયો આનો વીચાર કરતો હતો, પણ તેના કીનાને માટે તેને કાઇ તક મળી નહી. (૪) ત્રણ વર્ષ પછી, જેમ તે બુઢા નાના માણસે કહયુ હતું, તેમ ચીયરીનું કામકાજ એટલુ તો આબાદ થયુ, કે તે ગ્રમબલ તે ગામડાના લગભગ વડા થઇ પડયા, અને તેઓ બન્નેને ગરીબોની ઉપર દેખરેખ રાખનારા બનાવ્યા. ચીયરી હંમેશા ગરીબ બુઢા લોકો તરફ માયાળુ હતો, પણ ગ્રમબલ એક કરડો જુલમગાર હતો, અને જેટલી મદદ તેને આપવીજ જોઇએ તેના કરતા એક જરાપણ વધારે મદદ તે કદી તેઓને આપતો નહી. (૫) ગ્રમબલે તે ટટ્ટુને કદી માફ કર્યું નહી, અને જ્યારે આ ઘટીવાળા એટલા તો તવગર થયા કે બીજા ઘોડાઓ રાખ્યા ત્યારે એક રાતના તે તબેલામા દોડી જઇને, તે ટટ્ટુને બહાર કાઢીને તેને કોઇ દુરના ખેતરમાં લઈ જઇને મારી નાખવાનું તેના ભેજામા આવ્યુ તે ટટ્ટુને કેમ ઇજા કરવી તેનો તેણે વારવાર વીચાર કર્યો હતો પણ એક યા બીજી રીતે તેની સઘળી યોજનાઓ નીષ્ફળ ગઇ હતી કેટલીક વખતે લોકો વચમા આવતા હતા, બીજી વખતે તે ટટ્ટુ ખેતરમા હતો, અને વળી ચીયરી પાસે તે તબેલાની કુચી હોય (૬) પણ આ રાતના ચીયરીની પોતાની પાસે કુચી હતી, રાત્રે વરસાદ પડતો હતો, અને તે ટટ્ટુને સહી સલામત ઘરમા રાખવામા આવ્યો હતો, તેથી જ્યાસુધી તે તબેલાના દરવાજા આગળ પુગ્યો, ત્યાસુધી તે ભરાતો ભરાતો ગયો જે પળે તેણે તે દરવાજો ઉંઘાડયો, તેજ પળે, તેજ ત્રણ નાના જાડા, બુઢા માણસો, જે, તેને અને ચીયરીને બજારમા જતા રસ્તામા મળ્યા હતા, અને જેઓએ તે ટટ્ટુને માટે એટલું બધુ વચન આપ્યુ હતુ, તેઓ બહાર નીકળી આવ્યા. (૭) જેવા તેઓએ ગ્રમબલને જોયો, તેવોજ તેઓએ પોકાર માર્યો, અને તેને પોતાની લાકડી ભોકી ત્યારપછી તેઓ નાચ્યા, અને હસ્યા, અને દયા વગર તેને ચમટા તોડયા અને તેને લાત મારી. એક ગમ તેઓએ તેને માર્યો, બીજી ગમ તેઓએ તેને આચકો માર્યો, અને સેવટે તેઓએ ઘાસ બાધવાના દોરડાથી તેના હાથ પગ બાધ્યા, ત્યારપછી તેઓએ તે ટટ્ટુને છોડી નાખ્યો, ગ્રમબલને તેની પીઠ ઉપર બેસાડયો, અને તે આખા ઘરનુ અવર નસીબ છે, એમ તેને કહીને તે ટટ્ટુને દુન્યાની ચોતરફ દોડવાને અને જ્યા સુધી તેને કહેવામા આવે ત્યાસુધી નહી થોભવાને ફરમાવ્યુ (૮) તે ટટ્ટુ, તેની પીઠ ઉપર બાધેલા ગ્રમબલ સાથે, ઝડપી બેચેન ધ્રુજતી ટપ ટપ ચાલે ચાલ્યો, અને જલદીથી નજરે દેખાતો બંધ પડયો. ત્યારપછી તે ત્રણ નાના માણસો તબેલાના છાપરાં આગળ નાચયા અને ફરીથી સઘળું શાંત થયું. (૯) સહવારે ગ્રમબલ મળી શકયો નહી, અને ટટ્ટુ પણ ખોહવાઇ ગયો હતો, એક બુઢી બાઇ બોલી, તેણીએ ધાર્યું કે તેણીએ ગ્રમબલને આગળી રાતે ગામડામાં સ્વારી કરતો જોયો હતો. દહાડાઓ પસાર થઇ ગયા, અઠવાડીયાઓ પસાર થઇ ગયાં, મહીનાઓ પસાર થઇ ગયા, અને કોઇ કોઈ વખત ગામમા એવી વાત ફેલાતી હતી કે તે ટટ્ટુ ગ્રમબલને પોતાની પીઠ ઉપર લઇને ટપ ટપ જતો જણાયો હતો. પણ જ્યારે બી એમ બનતુ ત્યારે કાઇ ખોટું થતું હતું. (૧૦) ગામમાં ગ્રમબલની એક મુલાકાત વખતે દુધમાંથી દહી માખણ વગેરે બનાવવાની જગાનુ

દુધ ખાટું થઇ ગયું ; બીજી મુલાકાત વખતે બધા છોકરાઓ અને છોકરીઓને ગોધાએ બીધરાવ્યા ત્રીજી મુલાકાત, જે બરાબર નાતાલ અગાઉ હતી, તે વખત કંઠેળી મીસલટો રોપો જડયો નહી. ટુંકમા જ્યારેબી કોઈ કહેતું કે તેણે ગ્રમબલને જોયો હતો, ત્યારે તેજ વખતે કાઇ કમનસીબ બનતું માલમ પડતું હતુ , જ્યાં સુધી. આખરે જ્યારે બી ગામમાં ખોટું થતુ , ત્યારે લોકો કહેતા હતા, આજે ગ્રમબલ સવારી કરી જતો હતો. (૧૧) ચીયરીને વીષે કહીયે તો, ટટ્ટુ જતુ રહેવાને લીધે શોક કીધા પછી, દરેક ચીજ તેને માટે આનંદી, ખુશાલી ભરેલી અને આબાદ થઇ ; અને તેની આનંદી નાની બઇરી, અને તેના આનંદી નાના છોકરાએ તેનું ઘર કોઈ ઇચ્છી શકે તેટલું સુખી બનાવ્યું. આ પ્રમાણે ગ્રમબલ અને ચિયરિની વાતનુ સેવટ આવે છે.

## TWENTY RULES AND MAXIMS.

### વીસ કાયદાઓ અને કહેતીઓ. (વાંચો—લખો—શીખો.)

૧. બોલતી વખતે સભ્યતાવાળા થજો. કાઈ ચીજ માગતી વખતે હંમેશા 'મહેરબાની કરીને' શબ્દથી શરૂ કરજો અથવા છેડો લાવજો. (૨) મહોલ્લામા સભ્યતાવાળા થજો. જો તમે તમારા શિક્ષક અથવા પાદરી, શેઠ અથવા શેઠાણીને મળો, તો હમેશા માનની ઇધાણી તરીકે તમારી ટોપી ઉંચકજો. (૩) પગથી ઉપર અથવા મહોલ્લામા ચાલતી વખતે, હમેશા તમારા કરતા વડા લોકોને માટે બાજુએ થઇ જજો. (૪) તમારો પોષાક સાફ રાખજો. જો તે સાફ અને સ્વચ્છ હશે, તો તે કિમતી કે સુંદર ન હોય તો ફીકર નહિ (૫) તમારૂં શરીર સ્વચ્છ રાખજો. સ્વચ્છ હાથ અને સ્વચ્છ ચહેરો, તે કાયદો દરેક ઠેકાણે હોવો જોઇએ માથાથી તે પગ સુધી તમામ સ્વચ્છ રહેવુ તે તંદરોરસ્તીને માટે સૌથી સરસ કાયદો છે (૬) તુરત તાબે થજો એક ચીજ કરવાને માટે બે વાર કહેવાની કદી જરૂર ન પડે (૭) કદી કોઇની લાગણી દુખવતા ના. કોઇ તરફ હસવાની કોશેશ ઘાટકી છે. (૮) બીજાઓ તમારી તરફ જેમ વર્તે એમ તમે ઇચ્છો, તેમ તમે બીજાઓ તરફ વર્તજો. આ જીંદગીનો સોનેરી કાયદો છે. (૯) સઘળા તરફ નરમાસવાળા અને માયાળુ થજો. તોછડાઇથી કદી બોલતા ના તોછડાઇથી કદી વર્તતા ના. (૧૦) કદી સોગદ ખાતા ના , અને જેઓ હલકી વાતમા મજાહ મેળવે, તેઓ ઉપર ફીટકાર નાખજો. નિશાળ અને મહોલ્લામાથી ખરાબ ભાષાને કાઢી મૂકવાને તમારાથી બનતુ કરજો. (૧૧) દરેક ચીજને માટે એક જગા રાખજો, અને દરેક ચીજને તેની જગાએ મૂકજો. (૧૨) ખરાબ સગતમા રહેવાના કરતા એકલા રહેજો. (૧૩) જે સાચુ હોય તે કરજો, કારણ કે તે સાચું છે. તમારી ફરજ બજાવવામાટે કાઇપણ ઇનામની આશા રાખતા ના. (૧૪) દરેક ઠેકાણે મદદગાર થજો, અને સૌથી વધુ ઘરમાં મદદગાર થજો. (૧૫) દરેક ચીજ બરાબર વખતે કરજો તમારા કામને વશ કરજો, નહિ તો તે તમને વશ કરશે , અને સૌથી નાની ચીજ પણ સૌથી સરસ રીતે કરજો. જેબી કરવા જોગ છે, તે સારી રીતે કરવા જોગ છે. (૧૬) હમેશા સાચુ બોલજો. સાચું હિમ્મતવાન છે. જુઠું હીચકારૂ છે. તમારા બોલ ઉપર વહેમ આવવા દેતા ના. એક જુઠો જ્યારે સાચુપણ બોલે ત્યારે તેનું માનવામા આવતુ નથી (૧૭) સંતોષ દોલત કરતા વધારે સરસ છે. એક ઝુપડામાનો સંતોષ, મહેલમાની ચિંતા કરતા વધારે સારો છે. (૧૮) લોભ રાખતા ના, અને તમારી પોતાની માલ મીલકતને માટે જેટલા તમે સાવચેત રહો, તેટલાજ સાવચેત બીજાની માલ મીલકતને માટે રહેજો. (૧૯) તારા બાપ અને તારા માયને માન આપજે. હમેશા તેઓને આનદથી અને તુરત તાબે થજે. (૨૦) ખોદાને તારા સઘળા અતઃકરણથી ચાહજે ; અને તારા પાડોશીને તારીજ માફક ચાહજે.

## BE KIND.—માયાળુ થજે.

૧. તારા બાપ તરફ માયાળુ થજે, કારણ કે જ્યારે તુ નાનો હતો, ત્યારે તેના જેટલા પ્યારથી તુને કોણ ચાહતુ હતુ? જે પહેલા શબ્દો તારી જીભ ઉપરથી બહાર પડયા, તે તેણે પકડી લીધા, અને તારી નિર્દોષ ખુશાલીમા સામેલ થયો તારા બાપ તરફ તુ માયાળુ થજે, કારણ કે હવે તે ઘરડો થયો છે, તેના બાળ વચમા વચમા સફેદ થયા છે, તેના પગલા નબળા, જે એક વખત ધારતી વગરના અને હિમ્મતવાન હતા, તે નબળા પડયા છે તારો બાપ મરતો જાય છે. (૨) તારા માય તરફ માયાળુ થજે, કારણ કે જુઓ! તેણીના કપાળ ઉપર દલગીરીની નિશાનીઓ દેખાશે,—અરે, હવે તું તેણીને બરાબર રીતે પાળ અને દીલાસો દે, કારણ કે તેણી વહાલી અને માયાળુ છે તુ તારી માયને યાદ રાખજે, જ્યાસુધી ખોદા તેણીને દમ આપે છે, ત્યાસુધી તેણી તારે માટે બદગી કરશે, ત્યારે મરણની અધારી ખીણ તરફ પણ, તુ માયાના શબ્દોથી, તેણીના એકાત રસ્તાને દીલાસો દે (૩) તું તારા ભાઇ તરફ માયાળુ થજે, જો તારા પ્યારનો હસતો દેખાવ ખેચી લેવામા આવશે, તો તેના અતકરણને દલગીરી લાગશે, જો પ્યારનો ડવ જતો રહેશે, તો લાગણીના ફુલો જનમતા વાર ખરી પડશે તારા ભાઇ તરફ માયાળુ થજે, જ્યાબી તમે હોવ, ત્યા એક ભાઇનો પ્યાર, દરિયાના ઉંડાણમાથી મળતા મોતીના કરતા, વધારે સ્વચ્છ અને વધારે કીમતી શણગાર થઇ પડશે (૪) તમારા બહેન તરફ માયાળુ થજો, ખરા બહેનના પ્યારનુ ઉંડાણ ઘણાઓ જાણતા નથી, જે સપાટી ઉપર પ્રકાશે છે, તેની ઘણા ઈંધમ હેઠે મહાસાગરની દોલત પડેલી છે, તારી માયા, તારા રસ્તાને શણગારવાને માટે, તારે માટે ઘણાક સુખી કલાકો અને આશીરવાદ આપશે. પ્યાર તારે માટે દોલત અથવા કીર્તિના કરતા વધારે કીમતી ફુલનો ગજરો વણશે.

## ADVICE TO BOYS.—છોકરાઓને શીખામણ.

૧ છોકરાઓ, જ્યાબી તમે હોવ, ત્યા બહાદુર થજો, છોકરાઓ, જુઠા હીચકારો અને ગુલામ છે. છોકરાઓ, જો કે તે કાવા દાવામા હુશિયાર અને બહાનામા ચપળ હોય છે, તોપણ તે એક ખુશામતીયો અને દયા ઉપજાવવા જોગ લુચ્ચા છે (૨) છોકરાઓ, તમે ગમે તેબી હોવ, તોપણ ખુલ્લા દીલના થજો છોકરાઓ, તે પૈસા અને પદવીના કરતા વધારે સારૂ છે છોકરાઓ, હમેશા સાચાને વળગી રહેજો, રોશનીને ચાહનારા થજો, ખુલ્લા દીલના, ઠગાઇ વગરના, અને ભોળા થજો (૩) છોકરાઓ, તમે ગમે તે હોવ, તોબી માયાળુ થજો! છોકરાઓ, રીત ભાતમા અને મગજે નરમાસવાળા થજો છોકરાઓ, હુ ધારૂ છુ કે દેખાવમા, બોલવામા અને સ્વભાવે, નરમાસવાળો માણસ, ખરેખરો સુધરેલો ગ્રહસ્થ છે (૪) પણ તમે ગમે તેબી હોવ, તોબી છોકરાઓ, સાચા થજો! છોકરાઓ, ખુલ્લા દીલના થજો બીજાઓને માટે ફરેબ, લોભ, અને અતિહાર રહેવા દેજો, છોકરાઓ, મશકરીમા અને ગંભીરપણે સાચા થજો

## POETRY FOR RECITATION.—મોઢે કરવા માટે કવિતા.

### LUCY GRAY.—લુસિ ગ્રે,

૧. વારવાર મેં લુસિ ગ્રે વિષે સાભળ્યુ હતુ, અને જ્યારે હુ મેદાન ઓળગી ગયો, ત્યારે મેં પરોઢીયામા તે એકલા બાળકને જોયુ હતુ (૨) લુસિ કોઇપણ સાથી કે કોઇપણ સોબતીને ઓળખતી ન હતી, તેણી એક બહોળા ઘાસવાળા મેદાનમા રહેતી હતી—એક આદમીના દરવાજા

આગળ જે કદી હોય, તેમાં તે સર્વથી સુંદર ચીજ હતી. (૩) તમે હજીભી લીલોતરીવાળા મેદાનમા હરણના બચ્ચાને રમતા જોશો, સસલાને જોશો, પણ લુસિ ગ્રેનો સુંદર ચેહરો કદીબી વધારે વાર જણાશે નહિં (૪) આજની રાત તોફાની રાત થશે—તમારે શાહેરમા જવુ જોઈએ અને બચ્ચાં, બરફમાથી તમારી માયને રોશની બતાવવાને માટે એક ફાણસ લઇ જજો. (૫) બાવા, તે હુ ખુશીથી કરીશ ભાગ્યેજ બપોર થઇ છે—દેવળના ઘડિયાળમા હમણાજ બે વાગ્યા છે અને પેલી મેર ચદ્ર છે! (૬) આ ઉપરથી તે બાપે પોતાનું દાતરડું ઉચકયું, અને લાકડાની ભારી ભાગી, તેણે પોતાનુ કામ ચાલુ રાખ્યુ, અને લુસિએ પોતાના હાથમા ફાણસ લીધુ. (૭) ઘણાક રમતીયાળ કુદકા સાથની પહાડી હરણી વધારે આનદી હોતી નથી તેણીના પગ, તે બરફનો ભૂકો, જે ધુમાડાની માફક ઉચે ચઢે છે, તેને વીખેરી નાખે છે (૮) તોફાન તેના વખતની અગાઉ થઇ આવ્યુ, તેણી અહીં તહીં ભટકી, અને લુસિ ઘણીક ટેકરીઓ ચઢી, પણ શાહેરમા કદી પુગી નહિ! (૯) તે દુખી માબાપો આખી રાત પોકાર મારતા ઘણે દુર ભટકયા, પણ તેઓને ભોમીયા તરીકે કામ લાગવાને કાઇપણ અવાજ કે દેખાવ ન હતા (૧૦) પરોઢીયે એક ટેકરી ઉપર તેઓ ઉભા, જે ઉપરથી મેદાન દેખાતુ હતુ, અને ત્યાથી તેઓએ તે લાકડાનો પુલ, તેઓના દરવાજાથી એક ફરલાગ દુર જોયો (૧૧) તેઓ રડયા, અને ઘર તરફ ફરતા, બોલ્યા, "આપણે સઘળા બહેશતમા મળીશુ!" જ્યારે તે માયે લુસિના પગલાંનો છાપ બરફમા જોયો (૧૨) ત્યારપછી તે ઉભી ટેકરીની કિનારીએથી તેઓ તે નાના પગલાની પુઠે પુઠે ચાલ્યા, અને ભાગેલી હૉથોર્નની ઝાડીમાથી અને લાબી પથ્થરની દીવાલ પાસેથી (ચાલ્યા) (૧૩) અને ત્યારપછી તેઓએ એક ખુલ્લુ ખેતર પસાર કીધુ—પગલાની નિશાનીઓ હજી તેવીજ હતી, તેઓ તેની પુઠે પુઠે ચાલ્યા, અને તે કદીબી ચુકયા નહિ, અને તેઓ તે પુલ આગળ આવી લાગ્યા (૧૪) તે બરફવાળા કિનારા ઉપરથી તેઓ તે પગલાની નિશાનીની પુઠે એક પછી એક પાટીયાની વચો વચમા ચાલ્યા, અને તેથી દુર કાઇપણ પગલાની નિશાની ન હતી! (૧૫) તોપણ કેટલાકો કહે છે કે આજ દીન સુધી તેણી એક જીવતુ બાળક છે, તમે કોઇ એકાત મેદાનમા સુંદર લુસિ ગ્રેને જોશો. (૧૬) પહાડો ઉપર અને મેદાનોમા તેણી ચાલે છે, અને કદીબી પછવાડે જોતી નથી, અને એક એકાત ગીત ગાય છે, જેનો પવનમા સીસોટીના જેવો અવાજ આવે છે

## THE PET LAMB.—લાડકું ઘેટું.

[આ કવિતા એક નાની છોકરી પોતાના લાડકા ઘેટાને ખવાડે છે, તેનું વર્ણન કરે છે, અને જ્યારે તે ઘેટાએ તેણીની પાછળ બુમ પાડી, અને જે જગાએ તેને બાંધવામા આવ્યું હતું ત્યાંથી છુટું થઇ જવાની કોશેશ કીધી, ત્યારે તેણી તેને શુ કહેતી ધારવામા આવતી હતી તે આપણને જણાવે છે.]

(૧) ઠવ ઝડપમા પડતો હતો, તારાઓ ઝમક ઝમક થવા લાગ્યા; મેં એક અવાજ સાંભળ્યો, તે એ હતો કે, પી, સુંદર પ્રાણી, પી! અને વાડ ઉપરથી જોતા મે મારી આગળ એક બરફ જેવા સફેદ પહાડી ઘેટાને તેની પાસે એક કુમારિકા સાથે, જોયુ. (૨) બીજુ કોઇબી મેં'ઢુ નજદીક હતુ નહિ, તે ઘેટુ તદ્દન એકલુ હતુ, અને એક પાતળાં દોરડાથી તેને એક પથ્થર સાથે બાધવામા આવ્યું હતુ ઘાસ ઉપર એક ઘુટણ મુકીને તે નાની કુમારિકા ઘુટણ મડીયે પડી, અને તે પહાડી મેંઢાને તેણીએ તેનુ સાજનુ ભોજન આપ્યુ. (૩) તે તે સુંદર નાની કુમારિકા એક ઘણુજ ખુબસુરત બાળક હતુ; મે તેઓને ખુશાલીથી નીહાળ્યાં, તેઓ એક

સુદર જોડ હતી હવે પોતાના ખાલી કાસીયા સાથે તે કુમારિકા ફરી ગઇ, પણ દશ વાર ગએ તે આગમજ તેણીએ પોતાના પગલા થોભાવ્યા (૪) નાના બાળક તુને શુ દુખ થાય છે? શુ દુખ થાય છે? તારૂ દોરડુ શા માટે ખેચે છે? શુ તારા જીવને સારૂ નથી? બીછાણુ અને ખાવાનુ સારૂ નથી? તારા ઘાસનો ટુકડો નરમ છે, અને જેટલુ ઘાસ લીલુ હોઈ શકે તેટલુ લીલુ છે, નાના બાળક, આસાયશ લે, આસાયશ લે, તુને શુ દુખ થાય છે? (૫) આરામ લે, નાના બાળક, આરામ લે, જે દહાડે મારા બાપે તુને પહેલ વહેલા દુરની જગાએ શોધી કાઢી તે દહાડો તુ ભુલી ગયુ, ઘણા ટોળા ટેકરી ઉપર હતા, પણ તારો કોઈ ધણી ન હતો, અને તારી માય તારી આગળથી સદાની જતી રહી હતી (૬) તેણે તુને પોતાના હાથમા લીધુ અને દયા કરીને તુને ઘર લાવ્યો, તે તારે માટે એક સુખી દિવસ હતો! ત્યારે તુ કયા ભટકવા માગે છે? તારી એક વફાદાર આયા છ? જે માયે પહાડના મથાળા ઉપર તારી બરદાસ્ત લીધી, તે મારા કરતા વધારે માયાળુ હોઇ શકે નહિ (૭) તુ જાણે છે કે દિવસમા બે વાર હુ તારે માટે આ કાસીયામા નાળામાથી વહેતુ તાજુ પાણી લાવી છુ, અને દિવસમા બે વાર જયારે જમીન હવથી ભીનાયલી છે, ત્યારે હુ તારે માટે દુધના ગોટ લાવુ છુ, તે ગરમ અને તાજુ દુધ છે (૮) અફસોસ! પહાડના મઠાળા જે આવા લીલોતરીવાળા અને સુદર દેખાય છે, ત્યા ભયકર પવન ફુકતો, અને અધારૂ થઈ આવતુ મે સાભળ્યુ છે, નાના નાળા, જે સઘળા રમત ગમત કરતા જણાય છે, તેઓ જયારે ગુસ્સે થાય છે, ત્યારે પોતાના શીકારને માટે સીહની માફક ગર્જના કરે છે. (૯) અહિયા તુને આકાશમાના જગલી કાગડાથી બીહવાની ગરજ નથી, રાત અને દહાડો તુ સલામત છે.—હમારૂ ઝુપડુ પાસેજ છે. તુ મારી પાછળ એટલુ બે બે શા માટે કરે છે? તારી સાકળ એટલી શા માટે ખેચ છે? ઉંઘઇ જા, અને પરોઢીયામા હુ તારી આગળ પાછી આવીશ!

## THE HOMES OF ENGLAND.—ઇગ્લાંડના ઘરો.

(૧) ઇગ્લાડના ભપકાદાર ઘરો! બાપ દાદાએ રોપેલા ઉંચા ઝાડોની વચ્ચે, સઘળી ખુશનુમા જમીન ઉપર તેઓ કેવા સુંદર ઉભેલા છે! હરણો, છાયડા ને તડકાવાળા પ્રકાશમાં તેઓના લીલોતરીવાળા મેદાનની પેલે પાર કુદકા મારે છે, અને રાજહંસ કોઇ ખુશનુમા ઝરાના અવાજથી તેઓની પાસેથી તરી જાય છે. (૨) ઈગ્લાંડના આનદી ઘરો! પ્રકાશતી લાલ રોશનીમા, રાત્રે તેઓની સઘડીની આસપાસ, ઘર સસારી પ્યારના કેવા આનદી ચહેરાઓ મળે છે! ઇગ્લાડના સુખી ઘરો! તેઓના માડવઉપર પવિત્ર શાતપણુ કેવુ ધીમેથી મેળવામા આવ્યું છે કે જે શાતપણુ રવીવારના કલાકોમાથી બહાર આવે છે (૩) ઇગ્લાડના ઝુપડાવાળા ઘરો! રૂપેરી નાળા ઉપર અને ગામડાના દેવળોની આસપાસ હજારોની સખ્યામા તેઓ તેના મેદાનમાં ખુશનુમા દેખાય છે પાદડાના ખુણામાથી, દરેક ઘર ખીલતા ફળના બગીચામા ચીમાઇને જોય છે; અને ત્યા ગરીબ માણસો, જાણે છજીયાની હેઠે પક્ષીઓ ઉઘાતા હોય તેમ ઉઘાય છે. (૪) ઇગ્લાડના સ્વતત્ર સુદર ઘરો! દરેક પવિત્ર દીવાલનુ રક્ષણ કરવાને માટે જોરાવર દીલોને લાબો વખત સુધી ઝુપડામા અને દીવાનખાનામા ઉછેરવામા આવે એમ હુ ઇચ્છું છું! અને જયાં બાળકનો ખુશી ભરેલો આત્મા પહેલા તેના દેશને અને તેના ખોદાને ચાહે છે ત્યાં જંગલો સદા લીલા થાય, અને ફુલવાળી ઘાસની જમીન રળીયામણી થાય!

## THE GRAVES OF A HOUSEHOLD.—એક કુટુંબની ઘોર.

[ સાથે ઉછરેલા, એક ઘરમા અને એકજ માયની સભાળ તળે મોટા થયલા, તે કુટુબના સભાસદોને ફરજ અથવા મરજીને લીધે જુદે જુદે માર્ગે જવુ પડયુ પછી વતનથી ઘણે દૂર ફરતાં એકને અમેરિકામા ઘોર મળી, એકને મહાસાગરની નીચે એકને સ્પેનમા, અને એકને ઇટલીમા ]

(૧) તેઓ પાસે પાસે ખુબસુરતીમા મોટા થયા હતા તેઓએ ખુશાલીથી, એક ઘર ભર્યું હતુ, તેઓની ઘોરો પહાડ અને ઝરા, અને દરિયાથી ઘણે દૂર છુટી પડેલી છે (૨) દરેક ઉંઘતા ચહેરા ઉપર એકજ વહાલી માય રાત્રે વાકી વળની હતી, તેણીની નજરમા દરેક ખીડેલા ફુળ જેવુ હતુ, તે ઉઘાનારાઓ હવે કયા ગયા? (૩) એક પશ્ચિમ તરફના જગલમા એક અધારા ઝરાની પાસે પડેલો છે; ઇંડિયન તેની આરામની જગા દુરના સીડરના ઝાડમા જાણે છે (૪)એક જણ દરિયામા, આસ્માની એકાત દરિયામા છે, તે બધાનો માનીતો હતો તોપણ કોઇપણ તેની ઘોર ઉપર રડતુ નથી (૫) એક, ભલા માર્યા ગયલાઓની ઉપર જ્યા દક્ષિણ તરફના દરાક્ષના વેલાઓ ઉગેલા છે ત્યા ઉઘે છે તેણે સ્પેનના લોહીથી લાલ થયલા લડાઇના મેદાનમ, પોતાની છાતીની આસપાસ પોતાના વાવટા વીગળ્યા હતા (૬) અને એકના ઉપર મરટલન રોપો ધીમા પવનથી ફુકાઇને પોતાના પાદડા નાખે છે તેણી, કે જે તે ખુશાલ ટોળામાની છેલ્લી હતી, તેણી ઇટાલી દેશના ફુલોમા કરમાઇ ગઇ (૭) અને આ પ્રમાણે છુટા પડીને, તેઓ કે જેઓ એકજ લીલા ઝાડની નીચે રમતા હતા, તેઓ આરામ લે છે, જેઓના અવાજો, જ્યારે તેઓ એક વડવાના ઝાડની આસપાસ બદગી કરતા હતા, ત્યારે ભેળાઇ જતો હતો ! (૮) તેઓ કે જેઓ હસવાથી દીવાનખાનાને રોશની આપતા હતા, અને ગાયણથી સઘડીને ખુશાલ બનાવતા હતા—ઓ દુન્યા ! જો તુ જ એકલી હોય, અને તેની પેલી મેર કાઇ નહિ હોય, તો પ્યારને માટે અફસોસ

## BRUCE AND THE SPIDER.—બુરૂસ અને કરોળિયો.

[ સ્કૉટલાડનો રાજા રૉબર્ટ બરૂસ પોતાની આફતના વખતમા, એક એકાત ગુફામા નીરાશીમા બેસી ગયો તેણે ઇંગ્લાડ સાથની લડાઇ છોડી દેવાનો ઠરાવ કર્યો હતો, એટલામા તેણે એક કરોળિયાને પોતાના પાતળા દોરા ઉપરથી ચઢવાની કોશેશ કરતા છ વખત પડી જતા જોયો પણ તેણે સાતમી વાર કોશેશ કીધી અને ફતેહ પામ્યો બુરૂસે પણ બીજી કોશેશ કરવાનો ઠરાવ કીધો, અને તેણે પોતાની ગાડી પાછી મેળવી, ]

(૧) સ્કૉટલાડનો રાજા બુરૂસ, એકાત સ્વભાવમા વીચારતો બેઠો, તે ખરૂ છે કે એક રાજા હતો, અને તેણે તાજ પેહેર્યું હતુ, પણ તેનું અતકરણ નીરાશ થવા માડતુ હતુ (૨) કારણ કે પોતાના લોકોને ખુશ કરવાને માટે તે એક મોટું કામ કરવાની કોશશ કરતો હતો, તેણે કોશેશ કર્યાજ કીધી, પણ ફતેહ પામી શકયો નહિ, અને તેથી તે તદ્દન નીરાશ થઇ ગયો (૩) માણસ જેટલો દલગીર થઇ શકે તેટલો નીરાશીમા તે નીચે બેસી ગયો, અને થોડોક વખત પછી જ્યારે તે ત્યા વિચાર કરતો હતો, ત્યારે તે બોલ્યો, હુ તે છોડી દઇશ. (૪) હવે તેજ પળ એક કરોળિયો પોતાના રેશમના જાળાના દોરા સાથે પડી ગયો, અને તે શુ કરે છે તે જોવાને તે રાજા પોતાના વિચારમા ઉભો રહી ગયો (૫) તે છેક ઉપર સીલીગના ગુબજ ઉપર હતો, અને તે એવી તો ઝીણી દોરીથી લટકતો હતો, કે તે પોતાના જાળાના ઘરમા કેમ પુગશે તે બુરૂસ રાજા અટકળી શકયો નહિ. (૬) તે મજબુત કોશેશથી સીધો ઉપર વળગીને પેરે ચાલવા લાગ્યો,

પણ તે સરી પડીને હંમેશની માફક જમીન ઉપર આવ્યો. (૭) તે ઉપર દોડયો, અથવા તો જ્યાંસુધી તે એથીબી વધારે નીચે પડી ગયો, ત્યાસુધી સહેજબી ફર્યાદ કરવાને તે એક સેકન્ડ પણ થોભ્યો નહિ, અને ત્યા તે જરા તમ્મર ખાતો અને બેભાન પડી રહયો. (૮) તેનુ મગજ સ્થિર થયુ—પાછો તે ચઢયો, અને અરધો વાર વધારે ઉચે ગયો, જે દોરા ઉપર તેને ચાલવાનું હતુ. તે એક નાજુક દોરો હતો, અને એવો રસ્તો હતો, કે જ્યા તેના પગ ઠાકી જાય. (૯) ફરીથી તે પડી ગયો, અને નીચે લટકાઇ રહયો, પણ જ્યાસુધી ઉપર અને હેઠે, ઘડીકમાં ઝડપથી, ઘડીકમા ધીમેથી, એમ છ બહાદુરી ભરેલી કોશેશ ગણવામા આવી, ત્યાસુધી તે પાછો ઝડપથી ઉચે ચઢયો. (૧૦) તે રાજા બોલ્યો, ખચીત, જ્યારે તે પહોચવાને અને વળગી રહેવાને આટલી મહેનત કરે છે, અને દર વખતે ગબડી પડે છે, ત્યારે તે મુર્ખ પ્રાણી ઉપર ચઢવાને વધારે વાર કોશેશ કરશે નહિ (૧૧) પણ તે જીવજંતુ એક વાર ફરીથી ઉચે ચઢયુ, અરે ખોદા! તે એક આતુરતા ભરેલી પળ હતી, તે પોતાના જાળાના દરવાજાથી માત્ર એક ફુટ દુર છે,—અરે કહો કે તે જીતશે કે ખોશે? (૧૨) મકકમપણે, મકકમપણે, એક ઈંચ પછી બીજો ઈંચ એમ તે વધારે ઉચે ચઢયો, અને છેક છેલ્લા પગલાની વખતે જરા બહાદુરીથી દોડવાથી તે પોતાના જાળામા જઈ પુગ્યો (૧૩) તે રાજા બોલી ઉઠયો, સાબાશ! સાબાશ! જેવો કોસેશ કરે તેને સઘળુ માન હોજો! ઉપરના કરોળિયાએ નીરાશીને તુચ્છકારી કાઢી, તે ફતેહ પામ્યો, અને હુ કાય નહિ ફતેહ પામુ? (૧૪) અને સ્કૉટલાંડના બ્રુસ રાજાએ મકકમ વિચાર કીધો, અને વાર્તા કહેનારાઓ વાત કહે છે કે તેણે જેમ અગાઉ કોશેશ કીધી હતી, તેમ એક વાર ફરીથી કોશેશ કીધી, અને તે વખતે તે નિષ્ફળ થયો નહિ (૧૫) જે સઘળાઓ વાંચો, તેઓ બરાબર ધ્યાન આપો, અને મારાથી નહિ બનશે, એમ કહેવામા સાવચેતી વાપરો, તે એક હીચકારો શબ્દ છે, અને આળસાઇ, મુર્ખાઇ, અને તંગી તરફ લઇ જાય છે (૧૬) જ્યારે પણ તમે કાઇ સારૂ કામ કરવામા તમારૂ હૈયુ નીરાશ થતુ જુઓ, ત્યારે આ ગીત વાચજો, ફરીથી હિમ્મતથી કોશેશ કરજો, અને કરોળિયા અને રાજાની વાત યાદ કરજો

## THE VILLAGE BLACKSMITH—ગામડેનો લુહાર.

[ગામડેનો લુહાર એક મકકમ સખત મહેનત કરનારો માણસ હતો, જે પોતાની ફરજ નીમકહલાલીથી બજાવતો હતો, અને ઇશ્વર ભકિત ઉપર ધ્યાન આપતો હતો. તેને આપણી આગળ એક નકલ કરવા લાયક દાખલા તરીકે રજુ કરવામા આવે છે]

(૧) એક ફેલાયલા ચેરાનટના ઝાડની હેઠે તે ગામડાનો લુહાર ઉભો રહે છે, તે લુહાર મોટા અને ગોટળાવાલા હાથ સાથનો એક જોરાવર માણસ છે; અને તેના બળવાન હાથના માસના લોચા લોઢાની સાકળ જેવા જોરાવર છે (૨) તેના બાળ કરચળી વળેલા, કાળા અને લાબા છે, તેનો ચહેરો સાફ કાપેલા ચામડા જેવો છે, તેનુ કપાળ પ્રમાણિક પસીનાથી ગરકાવ છે. તેનાથી બને છે તેટલુ તે કમાય છે, અને તે આખી દુન્યાના લોકોના ચેહેરા તરફ જોય છે; કારણ કે તે કોઈપણ માણસનો કરજદાર નથી (૩) કોઇ અઠવાડિયુ અંદર, કોઇ અઠવાડિયુ બહાર, સહવારથી રાતસુધી તમે તેનુ ધમણ ફુકતા સાભળી શકો, એક સરખા અને ધીમા ફટકા સાથે તમે તેને તેનો ભારે હથોડો, જ્યારે સાજનો સુર્ય અસ્ત પામે, ત્યારે ગામડાનો ઘંટ વગાડતા એક ઘોર ખોડનારની માફક, ઉચકીને મારતા સાભળી શકો (૪) અને નિશાળેથી ઘર આવતા છોકરાઓ ઉઘાડા બારણામાથી જુએ છે, તેઓ ધગધગતી ભઠી જોવાને, અને ધમણને ગર્જના કરતી સાભળવાને, અને બળતી ચીણગારીઓ, કે જે ઘઉં છળવાની જગાએથી ઉડતા છોડાંની

માફક ઉડે છે, તે પકડવાને ચાહે છે (૫) તે રવીવારે દેવળમા જાય છે, અને પોતાના છોકરાઓની વચમા બેસે છે, તે પાદરીને બંદગી કરતા અને વાયજી કરતા સાભળે છે, ગામડાંનાં ભેગા ગાનારાઓમા ગાતી પોતાની દીકરીનો અવાજ તે સાભળે છે, અને તેથી તેનુ હૈયુ ખુશી થાય છે. (૬) બેહશતમા ગાતી પોતાની માયના અવાજની માફક તે તેને સભળાય છે! તેણે એકવાર ફરીથી તેણીનો જરૂર વિચાર કરવો જોઇએ કે તેણી કેવી રીતે ઘોરમા પડેલી છે, અને પોતાના ખરતળ ખભરાયલા હાથે તે પોતાની આખમાથી આસુ લુછી નાખે છે (૭) મહેનત કરતો, ખુશી થતો, અને દલગીર થતો, તે પોતાની જીંદગીમા આગળ વધે છે, દર સહવાર કાઈ કામ શરૂ કીધેલું જોય છે, દર સાજ તે પુરૂ કીધેલુ જોય છે, કાઇ કામ શરૂ કીધેલું, કાઇ કામ પુરૂ કીધેલું જોય છે, જે એક રાતની આસાયસ મેળવે છે (૮) મારા લાયકીવાળા મિત્ર, તે જે પાઠ શીખવ્યો છે, તેને માટે તારો ઉપકાર થયો આ પ્રમાણે જીંદગીની બળતી ભઠી આગળ આપણા નસીબને ઘડવુ જોઇએ, આ પ્રમાણે દરેક બળતા કામ અને વિચારનો અવાજ કરતી એરણ ઉપર ઘાટ ઘડવો જોઇએ

## AFTER BLENHEIM.—બ્લીનહિમ પછી.

[ બુઢો કૅસ્પર, જેનુ ઘર બ્લેનહીમની લડાઇ પછી અગ્રેજોએ બાળી નાખ્યુ હતુ, તે પેલી પ્રખ્યાત જીત વિષે પોતાના પૌત્રો સાથે વાત કરે છે તેના પૌત્રને નાની નદી પાસે એક ખોપરી જડી છે, અને તે ઉપરથી વાત ચાલે છે. તે બુઢો માણસ કહી શકતો નથી કે તેઓ શાને માટે લડયા, અથવા તે લડાઇમાથી શુ ફાયદો નીપજ્યો, પણ તડકામા કોહતા હજારો મુડદાઓથી ભરાયલા લડાઈના મેદાનનો કમકમાટ ઉપજાવનારો દેખાવ તેને યાદ છે, અને તેની ખાતરી છે કે તે એક પ્રખ્યાત જીત હતી બ્લેનહીમની લડાઇ બવેરિયામા બ્લેનહીમ ખાતે અગ્રેજો અને ફ્રેન્ચો વચ્ચે ૧૭૦૪ મા લડવામા આવી હતી. ફ્રેન્ચો હારી ગયા ]

(૧) ઉનાળાની સાજ હતી, બુઢા કૅસ્પરનુ કામ પુરૂ થયુ હતું, અને તે પોતાના ઝુપડાના દરવાજા આગળ તડકામા બેઠો હતો, અને તેની પાસે લીલા ઘાસના મેદાનમા તેની નાની પૌત્રી ઉવ્હિલેલમિન રમતી હતી (૨) તેણીએ પોતાના ભાઇ પીટરકીનને કાઇક મોટુ અને ગોળ ગબડાવતા જોયો, કે જે ત્યા રમતી વખતે ઝરાની નજદીકથી તેને જડયુ હતુ, તેને જે જડયું હતું, જે એટલુ મોટુ, લીસુ અને ગોળ હતુ, તે શુ હતુ, તે તે પુછવા આવ્યો હતો. (૩) બુઢા કૅસ્પરે, તે છોકરો, જે પાસે જવાબની રાહ જોતો ઉભો હતો, તેની પાસેથી તે લીધુ, અને ત્યારપછી તે બુઢા માણસે પોતાનુ માથુ ધુણાવ્યુ, અને ખુદરતી ડચકા સાથે—તે બોલ્યો, કોઈ બિચારો શખસ જે તે મોટી જીતમા માર્યો ગયો, તેની તે ખોપરી છે. (૪) અને તે બાગમાથી મળી છે, કારણ કે ત્યા અહી તહી ઘણી છે, અને વારવાર જ્યારે હુ હળ ખેડવા જાઉ છુ, ત્યારે હળની ધાર તેઓને અહીં તહી નાખે છે તે બોલ્યો, કારણ કે હજારો માણસો તે મોટી જીતમા માર્યા ગયા હતા (૫) નાનો પીટરકીન બોલે છે, હવે હમને કહો કે તે સઘળુ શાને માટે હતુ, અને નાની (વ્હિલેલમિન જવાબને માટે રાહ જોતી આખો સાથે ઉપર જુએ છે હવે હમને તે લડાઇ વિષે સઘળું કહો, અને તેઓ એક એક સાથે શા માટે લડયા તે કહો (૬) કૅસ્પર બોલ્યો, તે અંગ્રેજો હતા, જેઓએ ફ્રેન્ચોને હરાવ્યા, પણ તેઓએ એક એકને શા માટે મારી નાખ્યા, તેની મને બરાબર સમજ પડતી નથી તે બોલ્યો, પણ દરેક જણ કહેતુ હતુ કે તે એક પ્રખ્યાત જીત હતી. (૭) તે વખતે મારો બાપ બ્લેનહીમ ખાતે પેલા નાના ઝરાની નજદીક રહેતો હતો, તેઓએ તેનું મકાન બાળીને જમીન દોસ્ત કરી નાખ્યું, અને તેને નાસી જવાની ફરજ પડી

હતીઃ તેથી તે પોતાના બાયડી અને છોકરા સાથે નાસી ગયો, અને ત્યા તેની કને ઉતારાની કાંઇ જગા ન હતી (૮) આગ અને તરવારથી આસપાસનો મુલક દુર સુધી ઉજડ કરવામાં આવ્યો, અને તે વખતે ઘણીક વહાલી માયો, અને તરતના જનમેલા બાળકો મરણ પામ્યા પણ તમે જાણો છો કે તેના જેવો બનાવ દરેક પ્રખ્યાત જીતની વખતે બનવો જોઇએ (૯) તેઓ કહે છે કે લડાઇ જીત્યા પછીનો દેખાવ કમકમાટ ઉપજાવનારો હતો, કારણ કે હજારો મુડદા તડકામા કોહતા પડેલા હતાં પણ તમે જાણો છો કે તેના જેવો બનાવ દરેક પ્રખ્યાત જીત પછી બનવો જોઇએ (૧૦) ડયુક ઑાવ માર્લબરો અને આપણા ભલા શાહજાદા યુજીને ઘણી કીર્તિ મેળવી, નાની ઉલ્હિલેલમિન બોલી, કાય, તે એક દુષ્ટ ચીજ હતી તે બોલ્યો, નહિ, નહિ મારી નાની છોકરી, તે એક પ્રખ્યાત જીત હતી (૧૧) અને તે ડયુક, જે એવી લડાઇ જીત્યો, તેની દરેક જણે વખાણ કીધી, નાનો પીટરકીન બોલ્યો, પણ તેમાથી સેવટે ફાયદો શું થયો તે બોલ્યો, કાય, તે હુ કહી શકતો નથી, પણ તે એક પ્રખ્યાત જીત હતી.

## SCHOOL SONGS —નિશાળના ગીતો.

## GOD SAVE THE KING —ખોદા રાજાને સલામત રાખો.

(૧) ખોદા હમારા કૃપાળુ રાજાને સલામત રાખો, હમારા ભલા રાજા લાંબો વખત જીવો, ખોદા હમારા રાજાને બચાવો ! હમારી ઉપર લાંબો વખત સુધી રાજ કરવાને તેને ફતેહમંદ, સુખી અને કીર્તિવંત મોકળો, ખોદા રાજાને બચાવો ! (૨) સંઘરી રાખેલી તારી સોથી ઉમદા ભેટોનો મેહરબાની કરીને તેના ઉપર વરસાદ વરસાવ, તે લાંબો વખત સુધી રાજ કરે ! તે હમારા કાયદાનુ રક્ષણ કરે, અને ખરા દીલથી અને એક અવાજે ખુદા રાજાને સલામત રાખો ! એમ ગાવાને હમને હમેશા કારણ આપે (૩) જમીન ઉપર અને દરિયા ઉપર, જ્યાબી હમારો વાવટો પવન ઉપર તેની ઘડી ઉખેડે, જ્યાબી હમારા જીતેલા શેહેનશાહત ઉપર સહવારનો સુરજ પ્રકાશે છે, ત્યા વફાદાર અંત કરણોમાથી 'ખોદા રાજાને સલામત રાખો '' એવા વચનો બહાર પડશે.

## HEARTS OF OAK —ઓકના ઝાડના થડ

(૧) આવો, હિમ્મત પકડો, મારા ખલાસીઓ, એક અંગ્રેજને મનસે સઘળા કરતા વધારે વહાલુ વહાણ આબરૂને ખાતર હમે હકાર્યે છીયે આબરૂને ખાતર હમે તમને સ્વતંત્ર માણસો તરીકે બોલાવ્યે છીયે, નહિ કે ગુલામો તરીકે, કારણ કે મોજાઓના દીકરાઓ જેવા સ્વતંત્ર કોણ છે? ઓકના થડ હમારા વહાણો છે, બહાદુર ખલાસીઓ હમારા માણસો છે, હમે હમેશા તૈયાર છીયે—સ્થિર રહો, છોકરાઓ, સાચાને માટે લડવાને, અને ખોટી કીર્તિ નહિ મેળવવાને, સ્થિર રહો (૨) પોતાના ઇનસાફના વાવટા સાથે, "છુટો થા," એવા સંકેત શબ્દ સાથે, બ્રિટન ફતેહ પામશે, તેના વહાણો દરિયો ખેડશે ત્યારે હિમ્મત પકડો મારા ખલાસીઓ, એક દીલથી ચાલો આપણે ગાઇએ, "આપણા સિપાઇઓ, આપણા ખલાસીઓ, આપણા રાજદવારીઓ, આપણી રાણી. ઓકના ઝાડના થડ—

## THE BLUE-BELLS OF SCOTLAND

## સ્કૉટલાડના બ્લુ-બેલ ફુલો.

૧ અરે, મને કહો કે ઉનાળાની હવામા હાલતી હેધરમાના બ્લુ-બેલ ફુલ જેવુ સુંદર ફુલ કયાથી મળી શકશે? જો કે બાગના ફુલોમા ખુબસુરતી હોય છે, તોપણ સ્કૉટલાડના જંગલી બ્લુબેલ ફુલમા—સુંદર મીઠા બ્લુ-બેલ ફુલમા જે ખુબસુરતી હોય છે, તે તેઓમા હોતી નથી.

(૨) અરે કહો કે જ્યારે પરીએ ચાહરણામા ટેકરીએ ઉપર સેહેલ કરતી જાય છે, ત્યારે તેઓ આનદી મોટા અવાજે વાગે છે, એ ખરૂ છે? ટેકરી ઉપર અને ખીણમા આનદી મોટા અવાજે તેઓ ગાય છે, અને ચાહરણામાની પરીએ હાલતા ઘટની આસપાસ નાચે છે (૩) પહાડની બાજુના હેધરના જગલી હાલતા બ્લુ-બેલ ફુલોમા તેઓની સોનેરી ઉનાળાની મગરૂરીમા ગુલાબનો રતાશ હોતો નથી ગુલાબો વધારે પ્રકાશતા હોય, પણ મારૂ હૈયુ હમેશા જગલી સ્કૅાટલાડના બ્લુ-બેલ ફુલો સાથે—સુદર મીઠા બ્લુ-બેલ ફુલો સાથે રહે છે.

## THE MINSTREL BOY.—ગવૈયો છોકરો.

૧. ગવૈયો છોકરો લડાઇમા ગયો છે, મુએલાઓની હારમા તમને તે મળશે. તેણે પોતાના બાપની તરવાર કમરે લટકાવી છે, અને તેની જેવી તેવી સારગી તેની પછવાડે લટકાવેલી છે. તે લડવૈયો ગવૈયો બોલ્યો, જો કે આખી દુન્યા તુને ફસાવે છે, તોપણ ગીતનો મુલક! એક તરવાર કાંઈ નહિ તો તારા હકનુ રક્ષણ કરશે, એક વફાદાર સારગી તારી વખાણ કરશે! (૨) તે ગવૈયો માર્યો ગયો / પણ દુશમનની સાકળ તે મગરૂર આત્માને જેર કરી શકી નહિ, જે સારગીને તે ચાહતો હતો, તે કદી પાછી બોલી નહિ, કારણ કે તેણે તેની દોરીએ તોડી નાખી, અને બોલ્યો, પ્યાર અને હિમ્મતના તુ આત્મા, કોઇપણ સાકળ તુને શોકાતુર બનાવશે નહિ. તારા ગીતો પવિત્ર અને સ્વતત્ર લોકોને માટે બનાવવામા આવ્યા હતા, ગુલામગીરીમા તેઓનો કદી અવાજ આવશે નહિ.

——:o:——

# COPIOUS NOTES

ON

# THE NEW ROYAL READERS, NO. III.

(COMPLETE.)

CONTAINING

Etymological, Grammatical, Idiomatical and Phraseological Explanations, with Pronunciations of all the Words in Gujarati, as well as English, Gujarati and Marathi Meanings, togetherwith a Gujarati Translation of the First Fifty Pages, giving the pupil every facility and all that is required to go smoothly through the text.

ન્યુ રૌયલ રીડર્સ, નં૦ ૩ જાના મીનીગ, ( કમ્પલીટ. )

જેમા—વિદ્યારથીઓને પુરેપુરી સવળતા મળે એવી રીતે સઘળા બોલોનું અંગ્રેજીમા પદચ્છેદ, ગુજરાતી ઉચ્ચાર, ગુજરાતી, મરાઠી અને અંગ્રેજી અર્થ (અંગ્રેજી અધર વર્ડ્ઝ), લૅટિન રૂટસ, તેમજ ગુજરાતીમાં પહેલેથી ૫૦ પેજનો તરજુમો આપવામા આવ્યો છે.

Registered under Act XXV of 1867.

**Bombay, No. 2.**

PUBLISHED & SOLD BY

## NANABHAI BEJANJI KARANI.

Book-Seller, Publisher, &c., 33, Dhobi Talao.

---

નાનાભાઇ બેજનજી કરાણી.

પુસ્તકો વેચનાર તથા પ્રગટ કરનાર, ન૦ ૩૩, ધોબીતલાવ ; મુબઇ, નં૦ ૨.

કીમત બાર આના.

---

Price 12 Annas.

# નાનાભાઇ બેજનજી કરાણી.

પુસ્તકો વેચનાર, પ્રગટ કરનાર—ન૦ ૩૩ ધોબી તલાવ, મુંબઇ, ન૦ ૨.

અમારા પ્રગટ કીધેલાં નીચલા મીનીંગો અમારે ત્યાથી લેવાથી અતિ ઘણે મળશે; ધી કિંગ રીડર્સના નં. ૧લાના આખી બુકના મીનીંગ—ગુજરાતી અને મરાઠી મીનીંગો ગુજરાતી અને મરાઠી તરજુમો અને વ્યાકરણની સમજણ તથા આખી બુકના ગુજરાતી અને તરજુમા સાથે કમ્પલીટ કીમત આઠ આના. ધી કિંગ રીડર્સના ન ૨ જાના આખી મીનીંગો ગુજરાતી અને મરાઠી મીનીંગો અને ઇંગરેજીમા અધર વર્ડ્ઝ, વ્યાકરણની સમજણ આખી બુકના ગુજરાતી તરજુમા સાથે, કમ્પલીટ નોટસ કીમત બાર આના. ધી કિંગ ન ૩ જા ના આખી બુકના મીનીંગો ગુજરાતી અને મરાઠી મીનીંગો તથા ઇંગરેજી વર્ડ્ઝ, લૅટિન રૂટસ, વ્યાકરણની સમજણ, તથા ગુજરાતી તરજુમાં સાથે કમ્પલીટ કીંમત રૂપીઓ એક. ધી કિંગ રીડસના ન ૪થા ના આખી બુકના મીનીંગ, ગુજરાતી મરાઠી મીનીંગો અને ઇંગરેજીમા અધર વર્ડ્ઝ, લટીન રૂટસ તથા ગુજરાતી તરજુમા કી રૂ ૧ ધી કિંગ પરાઇમરના અર્થ, તરજુમા સાથે, કી ચાર આના ન્યુ રોયલ ભાગ ૧લા તથા ૨ જાના મીનીંગ—તરજુમાં સાથના કી ચાર આના નેલસન્સ પરાઇમરના મીનીંગ તરજુમા સાથે કી છ આના નેલસન્સ ઇનડીયન રીડસ ન ૧લાના મીનીંગ, વ્યાકરણની સમજણ તથા તરજુમા સાથના કી ૦ાા ) નેલસન્સ ઇનડીયન રીડર્સ ન ૨ જાના મીનીંગ, વ્યાકરણની સમજણ તથા તરજુમા સાથના કી. ૦ાાા નેલસન્સ ઇનડીયન રીડર્સ ન ૩ જાના મીનીંગ, અધર વર્ડ્ઝ તથા લૅટીન રૂટસ, વ્યાકરણની સમજણ તથા તરજુમા સાથના કી રૂ ૧. હિંદુસ્તાનનો નવો ઇતિહાસ મી દારૂવાલા તથા માસ્તર કૃત કી ૯ આના શાળોપયોગી કોસ્ટક, કી ૦)– ધાભરની અંકગણીત, કી ૦) ≡ ॥, ન્યુ રૌયલ રીડર્સ, ન ૧લાના મીનીંગ, આખી બુકના તરજુમા સાથના, કી. ૦ાા ન્યુ રૌયલ રીડસ ન ૨જાના મીનીંગ આખી બુકના તરજુમાં સાથના કી ૦ાા ≡ ન્યુ રૌયલ રીડર્સ ન ૩ જાના આખી બુકના મીનીંગ—અધર વર્ડ્ઝ લૅટીન રૂટસ તથા તરજુમા સાથના કી. ૦ાાાj ન્યુ રૌયલ રીડર્સ ન ૪ થાના આખી બુકના મીનીંગ—ગુજરાતી અને મરાઠી મીનીંગો તથા અધર વર્ડ્ઝ, લૅટીન રૂટસ સાથે-તરજુમા સાથના કી રૂ. ૧ ન્યુ રૌયલ રીડસ ન ૫ માના આખી બુકના મીનીંગ, ગુજરાતી અને મરાઠી મીનીંગો તથા અધર વર્ડ્ઝ, લૅટીન રૂટસ સાથે રૂ ૧ રોયલ સ્કૂલ પરાઇમરના મીનીંગ તરજુમા સાથેના કી ૦j રૌયલ ઇન્ફન્ટ રીડરના મીનીંગ—તરજુમા સાથના, કી ।≡ લૅમ્બ્સ ટેલ્સ ફ્રૉમ શેકસપીયરની નોટ. ગુજરાતી અને મરાઠી મીનીંગ સાથે કમ્પલીટ—જે એચ બારીઆ કૃત કીમત રૂપીઓ સવા લેડી ઑફ ધી લેકના ૫ માર્કેનની નોટ ગુજરાતી અને મરાઠી મીનીંગ તથા પેરાફ્રેઝ સાથે જે એચ બારીઆ કૃત, કી ૦ાા હેકાયતે લતીફની ગલૉસરી—નવરોજી આદરજી તાના કી ૬ આના. મેકોલેની હોરેસયસ, (કમ્પલીટ) પોએત્રિ તથા નોટસ તથા પેરાફ્રેઝ સાથે ગુજરાતી અને મરાઠી મીનીંગો, ગુજરાતી અને મરાઠી તરજુમો તથા વ્યાકરણની સમજણ સાથે—જે એચ બારીઆ કૃત કીં દસ આના હેકાયતે લતીફનુ ઇંગરેજી ત્રાનસલેશન—કી ચાર આના આમાદન નામાના મીનીંગ કી ૩ આના ગુલેશતાનનુ ૧ લા ચેપટરનુ ઇંગરેજી ત્રાનસલેસન કી ૪ આના કરીમાના મીનીંગ આખી ફારસી બુક તેના ફારસી ઇંગરેજી અને ગુજરાતી ઊચ્ચાર, ઇંગરેજી ગુજરાતી અને મરાઠી મીનીંગ તથા આખી પોએત્રીનો અંગરેજી ગુજરાતી અને મરાઠી તરજુમો તથા દરેક બોલનુ વ્યાકરણ તથા દરેક પેજની નીચે પુસ્કલ ફુટ નોટસ બાઇ જે એચ બારીઆ કી દસ આના રોયલ પ્રીનસ રીડરના ન૦ ૪ થાના આખી બુકના ગુજરાતી અને મરાઠી મીનીંગ કી૦ રૂ ૧ )